# ભરડા ન્યુ હાઈ સ્કુલ

# ગોલ્ડન જુબીલીનો

## માંગળીક ઉત્સવ.

તેના જોડીઆ સ્થાપક—માલેક

શેઠ જાલભાઈ દોરાબજી ભરડા, બી. એ.

અને

શેઠ કૈકોબાદ બેહરામજી મરઝબાન, બી. એ., જે. પી.

વિધ્યા મંડળમાંથી ગુમ થયલા આ ઝળકતા સેતારાઓ અને
ખાંમતી જ્ઞાની ગઉહુરોની ઝળકતી તથા જશવંતી
જીંદગીનું ટુંક રસીલું બયાન.

લખનાર: અરદેશર બેહરામજી એદલજી હોમાવજીર.

મુંબઈ.

૧૯૪૧.

# EFFICIENCY

in studies is not possible to attain, if you are hampered with the aggravating symptoms of defective vision. Eye strain is a barrier which can easily

will find a veritable museum of spectacles and eye-glasses to suit the most fastidious taste or fancy, and improve your vision and appearance.

# ભરડા ન્યુ હાઇ સ્કુલ

# ગોલ્ડન જુબીલીનો

## માંગળીક ઉત્સવ.



તેના જોડીઆ સ્થાપક-માલેકો

શેઠ જાલભાઇ દોરાબજી ભરડા, બી. એ.

અને

શેઠ કેકોબાદ બેહરામજી મરઝબાન, બી. એ., જે. પી.



વિધ્યા મંડળમાંથી ગુમ થયલા આ ઝળકતા સેતારાઓ અને
કીંમતી જ્ઞાની ગઉહરોની ઝળકતી તથા જશવંતી
જીંદગીનું ટુંક રસીલું બ્યાન.



લખનાર: અરદેશર બેહરામજી એદલજી હોમાવજીર.



મુંબઇ.



૧૯૪૧.

આ પુસ્તક "ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ," ૨૩, ગોવા સ્ટ્રીટ, બેલાર્ડ એસ્ટેટ, કોટ, મુંબઈ મધ્યે મી૦ એ. એફ. ડી'સુઝાએ છાપ્યું છે, અને મી૦ અરદેશર બેહરામજી હોમાવજીરે ૭૨૩, પારસી કોલોની, દાદર, મુંબઇ મધ્યેથી પ્રગટ કીધું છે.

# પ્રસ્તાવના



"ન્યુ હાઇ સ્કુલ"ના આગળા વિદ્યાર્થી તરીકે અને તેના પૂજ્ય સ્થાપકોના ભાવિક વખાણનાર તરીકે આ નાનકડાં પુસ્તકને આવકાર આપતાં મને ઘણી ખુશાળી હાસલ થાય છે. એ બે વિખ્યાત કેળવણીકારો, જાલભાઇ ભરડા તથા કૈકોબાદ મરઝબાન, એક આગેવાન શાળાના ઉત્સાહી સ્થાપક-માલેકો તથા બુદ્ધિશાળી સુકાનીઓ હતા અને સંખ્યાબંધ ઉઘરતા જવાનોનાં અંગબળ તેમજ બુદ્ધિબળની ખીલવણી કરનાર તથા તેમની ઉંચ ભાવનાઓનું પોષણ કરનાર ઉસ્તાદો હતા, એટલુંજ નહિ પણ લોકસેવામાં શૂરા, ઉદ્યોગી, ઉપયોગી, પ્રજાપ્રિય શેહેરીઓ હતા. એમની બોધક જીંદગીનું ટુંક વૃતાંત લખીને, એમના યાદગાર સખુનો તથા કાર્યોની યાદ તાજી કરીને, એમને ગોયા નિશાળની જુબીલીના પ્રસંગે પાછા જીવતા કરવા માટે ભાઇ અરદેશર હોમાવજીરને "ન્યુ હાઇ સ્કુલ" ના આગળા તેમજ હાલના શિષ્યો તરફથી હું ધન્યવાદ આપું છું.

એ બે મહાન ઉસ્તાદોની સીફતમાં નિશાળનાં "જુબીલી નંબર"માં મેં જે કાંઇ ખરાં માન તથા આભારની લાગણીથી લખ્યું છે તે ઉપરાંત અત્રે કશું વધુ લખવાની જરૂર જોતો નથી કારણ મી. હોમાવજીરે પોતાની રસીલી કલમથી એમનાં ઉંચ બુદ્ધિબળ અને નમુનેદાર ચારિત્રનાં બહુ અચ્છાં ચિત્રો ખરાં પાડયાં છે. એટલુંજ માત્ર આજે ઉપકારથી ઉભાતાં જીગરથી ઉમેરવાની રજા લઉં છું કે મારે માટે તો ખરેજ તે ભાગ્યશાળી દિવસ હતો કે જ્યારે ન્યુ હાઇ સ્કુલ ખુલવાની હતી તેની જાહેર ખબર વાંચીને મારા પિતાજીએ ઠરાવ કીધો કે મને એ નવી નિશાળનો લાભ અપાવવો. ખચ્ચીતજ, આજે હું જે કાંઇ છું તે અવલ એ નિશાળનાજ પ્રતાપથી. કેળવણીનાં, સાહિત્યનાં, કે જનસેવાનાં ક્ષેત્રમાં જે કાંઇ બજાવવાને હું સામર્થવાન થયો હોઉંશ તે મુખ્ય કરીને જાલભાઇ અને કૈકોબાદે મારાં મગજ ઉપર જે છાપ મારી હતી તેનીજ બરકતથી સમજવું. આજે જ્યારે હું વિચાર કરૂં છું કે મારી માફક આમ એમના હઝારો ચેલાઓ સદા માન અને આભારની લાગણીથી એમની પવિત્ર યાદ હૈડે ધરતા હશે, ત્યારે ન્યુ હાઇ સ્કુલના એ જોડયા

સ્થાપકો પોતાનું નામ અમર કરે એવો જે કીર્તિનો કોટ ઉભો કરી ગયા છે, તેનો કાંઇક ઝાંખો ખ્યાલ આવે છે.

જે શાળાને સ્થાપીને તેઓ પગભર અને નમુનેદાર બનાવી ગયા છે તેથી વરસો સૂધી તેમની યાદ તાજી અને પમરતી રેહેશે, એ વિષે તો કશો સવાલ નથી. સવાલ એ છે કે તેના ચેલાઓ એ નામાંકિત સ્થાપકોને પગલે ચાલીને એ શાળાને વધુ પગભર બનાવવા માટે શી કોશેષો કરશે કે જેથી પ્રજાની ઐકયતા ખીલવવામાં, દેશની આબાદી વધારવામાં અને તેની નામના ચોમેર ફેળાવવામાં ભરડા ન્યુ હાઇ સ્કુલ આગેવાન ફાલો આપતી રહીને વધુ ને વધુ યશ મેળવતી રહે?

જાલભાઇ તથા કેકોબાદને પગલે ચાલવાની કોશેષમાં એમનાં જીવન-વૃતાંતનું પુસ્તક બેશ્ચીતજ મદદગાર થઇ પડશે અને તે માટે આપણ સર્વ મી. હોમાવજીરનાં ઘણાં આભારી છિયે.

રૂ. પે. મસાની.

૪ થી જુલાઇ ૧૯૪૧.

# અદના લખનારના શરૂઆતના થોડાક ઉદ્દગારો.



૧૮૯૧ ના સાલમાં સ્થાપવામાં આવેલી "ન્યુ હાઇ સ્કુલ" ની સીલવર જુબીલી ૧૯૧૬ ના સાલમાં ઠાઠમાઠે ઉજવાઇ હતી અને હાલમાં ૧૯૪૧માં તે ભાગ્યશાળી ખાતું પોતાની પચાસમી સાલગરેહ યાને ગોલ્ડન જ્યુબીલીનો ખુશાલી ભરેલો ઉત્સવ ઉજવે છે.

પચાસ વરસનો લાંબો વખત દુન્યાભરમાં શું શું મહત્વતાના ફેરફારો અને જબરદસ્ત ઉઠલપાઠલ કરી મેલે છે તેનો ખ્યાલ તો આપણા વડીલો કહે છે તેમ જેઓ એટલી બધી દીવાળી કે તે કરતાં વધુ દીવાળીઓ જોઇ ચુકેલાં હોય તેવાં ધનસાનોજ સારી રીતે બીજાઓને આપી શકે. તેવો થોડા ઘણો રસીલો ખ્યાલ તો આ અદના સેવક પણ વાંચકોને કરાવી શકે એવી હાલતમાં છે, પણ તે સઘળું કરવાની ખાસ જરૂર જણાતી ન હોવાથી માત્ર આટલો ખ્યાલજ જો વાંચકોની નજર સમક્ષ તે ધરી શકે તો તેને સંતોષ મળશે કે આ લાંબા કાળ સુધી એક મહાન ગણાતાં કેળવણી ખાતાંને વરસ પાછળ વરસ તેના મૉટો "Ever New" ને વફાદાર નીવડીને નવી અને નવી જેવીજ હાલતમાં યાને જાત જાતના નવા નવા સુધારા વધારાઓ દાખલ કરીને, નવા નવા ખ્યાલોને આવકાર આપીને, નવી નવી કેળવણીની રૂઢીઓ અખત્યાર કરીને, વિદ્યાર્થી વર્ગની ઉત્તમમાં ઉત્તમ પ્રકારની જે સેવાઓ બે મહાન જીવડાઓએ બજાવી છે અને તેનાં જે જે રૂડાં પરીણામો તેઓએ નીપજાવ્યાં છે તે સઘળું ખરેખરજ તેઓની વાહવાહ પોકરાવવા સમાનનાં બળવાન કાર્યોનો એક હેરત પમાડનારો મહાન ફત્તેહમંદ પ્રયોગજ છે.

સરસ્વતી માતાના આ બે સાચ્ચા પુજારીઓએ પોતાનાં સરસ્વતી મંદીર માટે શું શું કર્યું છે, કેવા કેવા નવા નવા સુધારા વધારાઓ તેમાં દાખલ કર્યા છે, કેવા કેવા કેળવણીના લાભના નવા નવા ખ્યાલોને તેઓએ આવકારથી વધાવ્યા છે, કેળવણીની નવી રૂઢીઓનો સ્વીકાર કરીને તેને કેવી રીતે અખત્યાર કીધી છે, વિગેરે બાબતોનું બની શકતું બ્યાન તેમજ આ સઘલાના પરિણામે આ ખાતાંએ શું શું રૂડાં અને બળવાન પરિણામો ઉપજાવ્યાં છે તેને લગતી બની શકતી પાંચ દાએકાની

મુદતની સઘળી હકીકત, એ સઘળું આ નાની કેતાબમાં વાજબી સ્થળોએ રજુ કરવામાં આવ્યું છે, એટલે તે બધી ચીજો પણ અતરે ફરી લખવાની જરૂરત રહેતી નથી. તે છતાં આટલું વધારે લખવા વગર રહી શકાતું નથીજ કે હિંદુ, મુસ્લીમ, પારસી જેવી કોમને એક સરખી રીતે ગણીને જે રીતે આ શાળામાં Cosmopolitan Ideas ને ખીલવવામાં આવ્યો છે અને આવે છે તે દેશને માટે ખરેખરજ આશીરવાદરૂપી એક આદર્શ છે. આજે દેશભરમાં જે અગત્યની ચીજોની જરૂર જણાય છે તે કોમેકોમ વચ્ચેના ભાઇચારા અને એકસંપીને માટેની છે. આ ખાતાંની નકલજ જો આખા દેશમાં શેહેરે શેહેરે કરવામાં આવે તો મોટે ભાગે નાતજાતના ફરકો અને તફાવતો સહન કરવાની ઉત્તમ શક્તિ શેહેરીઓમાં ઉત્પન્ન થયા વગર રહી શકે નહીં. આવો એક ઉંચ આદર્શ મહાન કેળવણીકારો મેસર્સ ભરડા અને મરઝબાને બની શકતી હદે ફ્લીભુત રીતે પાંચ દાએકા આગમજ અમલમાં મેલીને અને તે ચાલુ રાખીને દેશની ભારે સેવા બજાવી શકે બજાવી છે.

Cosmopolitan Ideas ના ફેલાવા સાથ બીજો મહાન ખ્યાલ તે "ડેમોક્રસી"ને લગતો છે. આ ખ્યાલને પણ, જો કે નાના પાયા ઉપર છતાં સંગીનતાથી, ખીલવવાનો આદર્શ આ ખાતાંએ થોડેક અંશે પાર ઉતાર્યો છે એમ કંઇ પણ સાહરાગત વગર જણાવી શકાય. આ હકીકત પણ આ નાની કેતાબમાં તેની વાજબી જગ્યાએ જણાવવામાં આવી છે.

આવા એક માંગળીક પ્રસંગેની યાને ગોલ્ડન જ્યુબીલીના પ્રસંગની ઉજવણી કરવાનું કામ જ્યારે હાલના જવાન માલેકોએ માથે ઉઠાવ્યું અને તેમાં પોતાના "કલીગ્સ" અને સ્કુલના આગળા તથા હાલના વિદ્યાર્થીઓનો સહકાર સાંધવાની તથા તેઓની મદદ મેળવવાની માગણી કરી ત્યારે સઘળાઓમાં નવીન ઉલટ અને જોશ પેદા થયાં અને મહીનાઓના ભારે શ્રમ પછીથી ખુદાની મેહેરથી આ પ્રસંગનો પેહેલો તબકકો ઘણીજ ફત્તેહમંદીથી પાર ઉતર્યો છે અને ખુદાની મેહેરથી ઉજવણીનો બાકીનો ભાગ પણ સરસ રીતે પાર ઉતરશે. ઉજવણીના પેહેલા તબક્કામાં છોકરાઓ તરફના આર્ટસ અને હેન્ડી-ક્રાફ્ટસ, વિગેરે ચીજોનું અતી સુંદર એકઝીબીશન બરપા કરીને તથા એથ્લેટીક અને બીજા સ્પોર્ટસ તથા ગેમ્સનાં ટુરનેમેન્ટસ ખેલાવી,

તેમજ જુનીઅર સેકશન અને સીનીઅર સેકશન તરફનાં ઘણાં આકરશીક એનટરટેનમેન્ટસ રજુ કરીને, સ્કુલનાં મેગેઝીનનો જ્યુબીલી નંબર સુવેનીર તરીકે છપાવીને, વીગેરે રીતોથી એક આખું "ગોલ્ડન જ્યુબીલી વીક" ઘણીજ ઉત્તમ રીતે સ્કુલે પસાર કર્યું છે. એ સઘલું હાલના યાને હૈઆત માલેકો, કલીગ્સ, અને વિદ્યાર્થીઓ તથા તેઓના માબાપો, વિગેરે માટે નશીબવંતો બનાવ લેખી શકાય; પણ ત્યારે "જે સ્કુલની જ્યુબીલી ઉજવાય તેના સ્થાપકોની યાદ કરવા વગર એ સઘલું કેમ બની શકે? તે તો ખાંડ અને મેવા વગરનાં પુડીંગ સમાન લેખાય. આવા પ્રસંગે તે સાહેબોનાં ઝલેહદાર જીવનોનું ટુંક વર્ણન શા માટે ન પ્રગટ કરી શકાય કે જેથી હાલની ઓલાદમાં તેઓની યાદ તાજી કરીને તેઓની મોહટાઇનો ખ્યાલ કરાવી શકાય?" વિગેરે ખ્યાલોએ આ સેવકના મગજ ઉપર ગલબો કર્યો અને તે વિચાર મેં મારા જવાન માલેકોને જણાવ્યો. અને તેઓને મેં ખાત્રી આપી કે જો તેઓને કશો વાંધો ન હોય તો મારી બની શકતી સરસ રીતે આ કામ અંગત રીતે ઉપાડવા હું રાજી હતો. મને તેવી પરવાનગી અને ઉલટ મલી એટલે તે કામ પાર ઉતારવા આ નાનું પુસ્તક ગોલ્ડન જ્યુબીલીની ઉજવણીના એક અંગ તરીકે વાંચકોની સેવામાં રજુ કરવાની રજા લઉં છું.

મરહુમ શેઠીઆઓ જાલભાઇ ભરડા અને કેકોબાદ મરઝબાનનાં જશવંતા જીવન ચારિત્રોનો એક ઘણો રસીલો પોઠો તેવણના હજારો બાહોશ વિદ્યાર્થીઓમાંના કોઇ ચાહે તો ઘણી વધારે સરસ અને જોશદાર રીતે લખી શકે અને તેવો પોઠો આ બન્ને મહાન નરોને વાજબી અને પુરતો ઇનસાફ આપી શકે; છતાં આ અદના સેવકે તેઓના એક ચેલા તરીકેની તેમજ આખા ત્રણ દાએકાના તેઓના એક તાબેદાર સેવક તરીકેની ફરજોની બજાવણી ખાતરજ આ કામ માથે ઉઠાવ્યું છે એમ વાંચકોને જણાવવાની સેહેજ જરૂર છે.

પ્રીનસીપલો ભરડા અને મરઝબાન જેવા મહાન નરોની જીંદગીને લગતો ટુંક અહેવાલ રજુ કરતી આ નાની કેતાબ દરેક વિદ્યાર્થી અને દરેક કુટુંબ મોટા માન સાથ પોતાની ચોપડીઓની કબાટમાં રાખી જો અવારનવાર તે ઉપર સ્મરણ કરતાં રહેશે તો મારી ખાત્રીપુર્વક માન્યતા છે કે તેઓને તેનો રૂડો લાભ મલવા વગર રહેવાનો નથીજ.

આ સ્થળે એક નાનો ખોલાસો કરવાની જરૂર જણાય છે અને તે આ છે કે શેઠ જાલભાઇ ભરડા અને કેકોબાદ મરઝબાનનાં જીવનમાં ઘણીક બાજે અને બીનાઓ એવા એકસરખા છપની છે કે જેનું બન્ને જીવનવૃત્તાંતમાં જુદુંજુદુ વર્ણન કરવાનું અશક્ય થઇ પડે. દાખલા તરીકે મહાન કેળવણીકારો તરીકેની તેઓની કારકીર્દી, તેઓના સદ્ગુણોનું બ્યાન, તેઓએ બરપા કરેલી મહાન સંસ્થા—ન્યુ હાઇસ્કુલ, બન્ને સાહેબોએ બજાવેલી જાહેર અને જન સેવાઓ, વિગેરે વાણાંઓ એવા પ્રકારનાં છે કે તેઓની હકીકત બન્ને સાહેબોને માટે સાથેજ લખવી મુનાસેબ ધારી છે. તેથી તે મુજબજ તે લખી છે.

આ સઘલી હકીકતો ભેગી કરવા માટે મારે પારસી પ્રકાશના અંકોનો તથા જામે જમશેદ છાપાની ફાઇલોનો ઉપયોગ કરવો પડયો છે તે માટે પારસી પ્રકાશના હાલના અધીપતી તે મારા ભલા બુઝોર્ગ મુરબ્બી ભાઇ શેઠ રૂસ્તમ બ. પેમાસ્તરનો તેમજ જામેના અધીપતી સાહેબનો આભાર મારે માનવાનો છે.

સઘલી ભુલચુક માટે વાંચકોની દરગુજર ચાહું છું.



શેઠ

# જાલભાઇ દોરાબજી ભરડા,

બી. એ.

ન્યુ હાઇ સ્કુલના જોડીઆ સ્થાપક
અને માલેક.

૩૨ વરસો સુધીના
સરસ્વતી દેવીના એક અઠંગ પુજારી,
વિજ્ઞાનના કાબેલ પ્રેમી
અને
એક ચુનંદા સેતારેશનાશ.

## શેઠ જાલભાઇ ભરડાનો જન્મ તથા કુટુંબ.

મરહુમ શેઠ જાલભાઇ પારસી રોજ છવીસમો આસ્તાદ અને માહા પાંચમો અમર્દાદ ય. ઝ. ૧૨૩૩ અને મંગળવાર, તા. ૧૬ મી ફેબ્રુઆરી ૧૮૬૪માં જન્મ પામ્યા હતા. જન્મ વખતે તેવણનું નામ તેમના બપાવા શેઠ ભીખાજી દોરાબજી ભરડાના નામ ઉપરથી ભીખાજી કરીને રાખવામાં આવ્યું હતું. અને તે નામથીજ તેવણને આખી છોકરવન વયમાં બોલાવવામાં આવતા હતા. મેટ્રીક સુધીનો અભ્યાસ પુરો કર્યો ત્યાંસુધી તેવણનું નામ ભીખાજી કરીનેજ હતું પણ પાછળથી તેવણને જાલનું લાડકું નામ આપવામાં આવ્યું હતું. બી.એ. ની પરિક્ષા તેવણે જાલભાઇનાં નામ સાથ પસાર કરી હતી.

એવણના બપાવા ભીખાજી ભરડા તારાપોર ગામના વતની હતા. ૧૯૨૯ કે ૧૯૩૦ ના સાલમાં મારા તાબા હેઠળની ઉદ્દ્ કબ્સોની બે પૅકની ભેગી કેમ્પીંગ તારાપોર ખાતે કરવામાં આવી હતી ત્યારે સવજે ફરહર કરી ફરતાં મને આ ભરડા કુટુંબનું તારાપોર ખાતેનું ઘર મારા મીત્ર શેઠ જાલેજર અરદેશર તારાપોરવાલાએ બતાવ્યું હતું. આ બનાવ મેં મગરૂરી સાથ યાદ રાખ્યો છે. જેવી ઉકમાઇ ભરેલી રીતે અને જેટલા ઉત્સાહથી ૧૯૨૪માં મેં પ્રખ્યાત કવિ શેકસપીઅરનું ઘેર જોયું હતું તેટલીજ મગરૂરી ભરેલી રીતે અને તેટલાજ હોંશ ઉમંગ સાથ મારા ગુરૂ અને મુરબ્બી શેઠ જાલભાઇનાં કુટુંબનું આ ઘેર મેં જોયું હતું.

એવણના વડીલો તારાપોર ગામના વતની હતા પણ દમણ ખાતે વેપાર ચલાવતા હતા. માંડવીના રાજા તરફથી એવણના વડીલોને ઉદવાડા ખાતે ઇનામી જમીન મલી હતી. માલવા તથા પટણા ખાતે તેઓની અફીનની એજન્સી પણ ચાલતી હતી.

જાલભાઇના કુટુંબીઓનો ધરમપોર રાજમાં ઘણો મોટો વગવસીલો હતો અને એક દીવાન કે કારભારીના જેટલા વત અને ટેક સાથ તેઓ દમણ ગામમાં જાહોજલાલી ભોગવતા હતા. મરહુમ જાલભાઇના બાવા ઘણાજ અસલી વિચારના ચુસ્ત જરથોસ્તી હતા. એવણને એક કાવસજી નામના ભાઇ હતા.

શેઠ જાલભાઇ પોતાના કાકા નોશરવાનના પાલક થયા હતા તેથી

પવિત્ર ભણતરોમાં એવણનું નામ એરવદ જાલ એરવદ નોશરવાન તરીકે ભણવામાં આવે છે. શેઠ જાલભાઇ જાણીના શાહ સોદાગર જેવા શેઠીઆ શેઠ માનેકજી કાવસજી દમણવાલાના જમાઇ થતા હતા.

## શરૂઆતની તથા કોલેજની કેળવણી.

આ એક ઘણીજ જાણવાજોગ હકીકત છે કે મરહુમ જાલભાઇએ આપણાં સઘળાંઓની માફક કોઇપણ સ્કુલમાં જઇને અભ્યાસ કીધો ન હતો. પણ મેત્રીક સુધી ખાનગી ટયુશનથીજ તેવણ શીખ્યા હતા. તેવણની મેત્રીક સુધીની કેરીઅરમાં માત્ર ૭ મહીના જેટલો એક નાના સમયનો ગાળો તેવણે સુરતની હાઇ સ્કુલમાં સંજોગો હેઠળ ગાળ્યો હતો.

ધરમપુરના કુમારના શિક્ષક તથા કમપેનીઅન તરીકે મી. સોરાબજી મ. બાલીમોર્યા નામના એક કાબેલ શિક્ષક હતા. જેવણ ધરમપુર રાજ્યમાં ઘણાજ વિખ્યાતી પામેલા હતા.

આ શિક્ષકે જાલભાઇની ભારે ચંચલાઇ અને ઉંચ મગજશકતી જોઇ શેઠ માનેકજી કાવસજી દમણવાલા તે જાલભાઇના સસરાને સમજાવીને જાલભાઇને પોતાની પાસેજ રાખી કેળવવાનું માથે લીધું. અને તેથી મેત્રીક સુધીનો તમામ અભ્યાસ આ કાબેલ શિક્ષકના હાથ તળે શીખવાનું તેવણનું શુભ નશીબ હતું.

સ્કુલમાં દરેક વર્ગમાં કુઠાંબધ છોકરાઓ સાથ જેમ ચંચલ છોકરાઓને પણ દરરોજ પાંચ છ કલાકો સુધી ઘસડાવું પડે છે તેમ જાલભાઇના બાબમાં ન બનવાથી તેવણ વખતનો બહુ બચાવ કરી શકતા હતા. અને તે સઘલો બચત વખત વધારાના સામાન્ય અભ્યાસ પાછળ રોકી શકતા હતા જેથી તેવણની ચંચલ મગજ શક્તિને વધુ ખીલવા માટે ઘણો આગળ પડતો વેગ મલતો હતો.

જયારે તેવણ મેત્રીકનો છેલ્લા વરસનો અભ્યાસ કરતા હતા ત્યારે તેવણને સુરત જવું થયું હતું. અને સુરત ખાતે એવણના સસરાના ઇષ્ટ મીત્ર ડા. બેહેરામજી બરજોરજીને ત્યાં તેવણ ૬ મહીના સુધી રહ્યા હતા અને તે વખતે ત્યાંની હાઇ સ્કુલમાં જોડાવું પડયું હતું, પણ આ મુદત દરમ્યાન પણ તેવણને એક બીજા અતી કાબેલ ગુરૂની ગોદમાંજ રહેવાનું શુભ નસીબ થયું હતું. મી. રૂસતમજી ધનજીભાઇ શેઠના જેવણે પાછળથી બેરીસ્ટર થઇને ઘણી કીર્તી જમાવી હતી તેવણે પોતાના ધંધાની શરૂઆત

જેમ ઘણા મહાન નરોના બનાવમાં બનેલું જણાએલું છે તેમ સુરતની હાઇ સ્કુલમાં એક શિક્ષક તરીકે કરી હતી. આ મી. આર. ડી. શેઠનાના હાથ તળે સુરત ખાતે જ્જલભાઇએ ૬ મહીના સુધી તાલીમ લીધી હતી. ૬ મહીના બાદ જ્યારે તેવણ સુરતથી પાછા પોતાને વતન ગયા ત્યારે મી. બીલીમોર્યાને હાથ તળે પાછા શીખવા લાગ્યા અને આખરે ખાનગી ફોરમ લઇ તેવણ ૧૮૮૧ માં મેત્રીકની પરિક્ષામાં ૧૭ વરસની ઉમરે બેઠા અને ઘણી સારી પદવી સાથ તે પસાર કરવા પામ્યા હતા. ના, સારી પદવી સાથે તે પસાર કરવાનું માન મલીનેજ રહ્યું નહીં. પણ સઘલા ફતેહમંદ પારસી ઉમેદવારોમાં તેવણ પહેલે નંબરે આવ્યા હતા.

મેત્રીક થઇને તેવણથી તુરતજ કોલેજમાં અભ્યાસ કરવાનું બની શક્યું નહી કારણકે તેમણા પીતાએ ઠરાવ કીધો હતો કે તેવણને પેહેલાં નાવર બનાવવા અને પછીજ વધુ કેળવણી આપવાની વાત કરવી. જો કે એવણ આ કારણસર તુરત કોલેજમાં જોડાઇ શકયા નહીં છતાં તેવણની અતી ચંચલાઇને લીધે એલફીનસ્ટન કોલેજમાં પ્રીનસીપલ મી. વીલીઅમ વર્ડસવર્થે તેમને માટે કોલેજની શરૂઆતની સ્કોલરશીપ બે માસ સુધી ખુલ્લી રાખી હતી. પણ પેહેલી ટર્મમાં તો તેવણ કોલેજમાં જઇ શકયાજ નહીં અને ઠેક જુન માસમાં છેવટની ટર્મમાં તેવણ કોલેજમાં દાખલ થયા હતા. આવી રીતે તેવણનું કોલેજ માટેનું એક આખું વરસ ગયું પણ તેનો લાભ તેવણે બીજી રીત અભ્યાસ ચાલુ રાખીને મેલવ્યો હતો અને પ્રીવીઅસમાં ચઢતા નંબરે આવીને અને પારસીઓમાં બીજા નંબરે આવીને તેવણે તે પરીક્ષા ૧૮૮૩ માં પસાર કરી હતી. આ પરીક્ષામાં ફીઝીકસના વિષયમાં સર્વથી ચઢતી માર્કસ મેળવવા માટે તેવણને ગીબ્સ પ્રાઇઝ મળ્યું હતું.

૧૮૮૬ માં તેવણ જ્યારે બી.એ. ની પરિક્ષામાં બેઠા હતા ત્યારે તેવણે પોતાનું બીબાઇ નામ બદલીને જ્જલભાઇના નામે તે પરિક્ષા આપી હતી. આ પરિક્ષામાં પહેલા વર્ગમાં પેહેલે નંબરે તેવણ પસાર થયા હતા અને એડીનબરો સ્કોલરશીપ મેળવી હતી. તેમની ખાસ બાબત નેચરલ સાયન્સની હતી જે કુદરતનાં જ્ઞાન માટે તેવણને અજબ જેવો શોખ હતો અને તે તેવણે છેવટ સુધી ભારે ખંત અને પ્રેમથી કેમ ખીલવ્યો હતો તે માટે હું પાછળથી વીગતવારે અલાહેદુ લખવા ધારૂં છું.

બી.એ. થતા સાથજ તેવણુને પોતાની માનીતી કોલેજમાં દક્ષિણી ફેલો નેમવામાં આવ્યા હતા.

જાલભાઇની જીંદગીની નેમ એક ધારાશાસ્ત્રી બનવાની હતી અને તેથી તેવણે પોતાની ફેલોશીપની મુદત દરમ્યાન એમ.એ. નો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ચેનસેલરનો સોનાનો ચાંદ મેળવવા માટે જીવતોડ અભ્યાસ કરવા પાછળ તેવણ મથ્યા હતા. અને આખરે તે પરિક્ષામાં તેવણ બેઠા હતા. બે ત્રણ સવાલ પત્રો લખતાં તેમને લાગ્યું કે તેમને પેહેલી પદવી માટેનો સોનાનો ચાંદ મળવાનો ચાન્સ ન હતો અને માત્ર બીજા વર્ગમાંજ તેવણ આવી શકશે આથી તેવણ બાકીના જવાબ પત્રકો લખવાને પરિક્ષામાં બેઠા નહીં અને બીજે વરસે પેહેલા આવવાની ઉલટ હામએ ધરી તે માટેનો અભ્યાસ ચાલુ રાખ્યો. ભારે જેહેમત ઉઠાવવાથી તેવણુની તબયત લડડી પડી હતી અને કેટલોક વખત સુધી પ્રખ્યાત ડોકતર કેખશરૂ બાહદુરજીની સારવાર હેઠળ તેવણને રેહેવું પડયું હતું. પાછળથી ફરીથી ખંતીલો અભ્યાસ ચાલુ કરીને તેવણ બીજે સાલની પરિક્ષામાં બેઠા હતા. પણ આ પરિક્ષામાં તેવણુની યાદદાસ્ત શકતીએ તેવણુંને ઓચીંતો દગો દીધો હતો અને તે એકાએક મંદ પડી ગઇ હતી. અને તેવણુને પરિક્ષા છોડીને ઘરે પાછા ફરવું પડયું હતું. આથી ડોકતર બહાદુરજીની મજબુત ભલામણને વશ થઇ તથા સલાહ માન્ય રાખીને તેવણે અભ્યાસ છોડી દીધો હતો અને હવાફેર માટે થોડોક વખત માથેરાન જઇને રહયા હતા.

ભરડા સાહેબની કેળવણીની બાબત ઉપરજ જ્યારે હું લખું છું ત્યારે તો તેવણુની અભ્યાસ કરવાની રૂઢી માટે પણ થોડુંક વર્ણન કરવાનું વાજબી થઇ પડશે. આ રૂઢી વીદ્યાર્થીઓ માટે નકલ કરવા જોગ થઇ પડશે. આજનાં આપણાં બચ્ચાંઓ ઘણીક વેળા વાંચવાંચ કરે છે તો ખરાં પણ તેઓનું તે વાંચન કારગત લાગી શકતું નથી. કારણ કે જે રૂઢીએ તેઓ અભ્યાસ કે વાંચન કરે છે તે ઘણી અનીયમીત હોય છે. હાલનાં જવાન્યાંઓ એક ચોપડી વાંચે છે કે તેઓને તે બીજી વખત વાંચવાનું તો જાણે જીવ ઉપરજ આવી જાય છે અને આએ તો મેં વાંચ્યું છે, પેલું તો હું જાણું છું, એવી ખોટી ભ્રમણામાં ને ભ્રમણામાં તેઓ જેવાં જોઇએ તેવી માહીતી ધરાવનારાં કે પાહવરડાં બની શકતાં

નથી વળી એકકી વેળાએ એક ચોપડી આંખ મીચીને વાંચી જવાની ઉધતાઇથી પણ તેઓને ઘણું સોષવું પડે છે કારણ કે તેનાથી નથી સમજશકતી ખીલી શકતી કે નથી તે વાંચનનો મર્મ ગ્રહણ કરી શકાતો.

જનલભાઇ શેઠ અભ્યાસ પાછળ જરૂર પડવે દિવસના ૧૫ થી ૧૬ કલાકો ગાળવા થાકતા નહીં એવા તેવણ ઉધમી હતા. પોતાના અભ્યાસ કે વાંચનમાં તેવણ જે કાંઇ વાંચતા તેની અંદર સમાયલો અરક તેવણ ટુંકમાં ટપકાવી લેતા હતા. અને જ્યારે પણ ફુરસુદે બેસ્તા ત્યારે તેવા ઉતારાઓ તેવણ ફરી ફરીથી વાંચવાનો શોખ ધરાવતા હતા અને તેવી રીતે તે જ્ઞાનને હંમેશને માટે પોતાનું બનાવી લેતા.

આગળ વાંચેલી ચોપડી ફરી ફરીથી વાંચવા તેવણ થાકતા નહીં અને તેવી રીતે માહેનું શિક્ષણ હરહંમેશ તાજુજ રાખતા હતા.

આ માહાન ગુરૂએ શીખાડેલો એક Motto હું હરહંમેશ યાદ રાખીને વર્તતો રહયો છું એટલુંજ નહી પણ ભારે ઉકમાઇ સાથ તે Motto ચાલુ મારાં વિદ્યાર્થીઓને તેવણની યાદ અને નામ સાથ હું કહી સંભળાવતો રહયો છું. આ ગુરૂએ વર્ગમાં હમોને શીખાડયું હતું કે "Boys, Repetition is the Mother of Learning".

આ તેવણનો યાદ રાખવા જોગ બોધ જો આપણાં જવાન્યાંઓ પોતાના અભ્યાસ અને વાંચનમાં ઉપયોગમાં ચાલુ લેતાં બને તો તેઓ જરૂરજ વિદ્વતા ભરેલાં બનવા પામે અને જે શીખે તે બીજાંઓને શીખવવાની હાલતનાં થવા પામે.

## જીંદગીની શરૂઆત.

બી. એ. થતાં સાથજ તેવણને એલફીનસ્ટન કોલેજમાં દક્ષિણીફેલો નેમવામાં આવ્યા હતા. આ ફેલોશીપની મુદત પુરી થતાં તેવણની વીખ્યાતી જોઇ મી. માનેકજી બેજનજી કુપરે પોતાના ઉપરીપણાં અને માલેકી હેઠળની ફોર્ટ હાઇ સ્કુલમાં તેમને એક શિક્ષક નેમ્યા હતા અને તેવણ દીવસના થોડા કલાક એ સ્કુલમાં કામ કરીને સારો દરમાયો ધરાવ્યા જતા હતા. એ સ્કુલમાં એક સીનીઅર શિક્ષક તરીકે તેવણને મેત્રીક સુધીના છોકરાઓને શીખવવાનો ઘણો કીમતી અનુભવ મળ્યો હતો. પેલી કહેતી છે કે જેવું "દર્દીને ભાવે તેવું વઇદ ફરમાવે" તેમ જે માણસને એક શિક્ષકના ધંધા માટે જબરો પ્રેમ હતો તે માણસને આવી રીતે કુદરતેજ

ઉત્તેજન આપ્યું હતું અને તે વેળાનાં એક આગેવાન ગણાતાં ફોર્ટ હાઇ સ્કુલ જેવાં કેળવણી ખાતામાં તેવણ શિક્ષક તરીકે આવી રીતે ગોઠવાઇ ગયા હતા, અને તે પણ વળી મેટ્રીક સુધીના છોકરાઓને શીખવવા માટે.

આ સ્કુલમાં તેવણે લગભગ ચાર વરસો સુધી કામ બજાવ્યું હતું. તે છતાં પણ તેવણ જ્યારે આવી જીંદગીની શરૂઆત કરવા બાહેર પડયા હતા ત્યારે તેવણની તે ધંધામાં જાડુકના દસકી બેસવાની નેમ તો હતીજ નહીં, તેવણની નેમ તો એક ધારાશાસ્ત્રી બનવાની હતી પણ જ્યારે તેવણની દેહે તેમને દગોજ દીધો, ત્યારે ડોકટરની સલાહ અનુસાર તેવણને વધુ અભ્યાસને તજવો પડયો અને ત્યારેજ જાથુકના એક શિક્ષક બનવાનો તેવણે કસદ કર્યો હતો. શિક્ષક તરીકે કામ બજાવવાથી તેવણના અનુભવે તેવણનામાં વધુ ઉંચ અભીલાષાઓ બરપા કરી હતી. હાઇ સ્કુલોમાં અપાતી શિક્ષણની રૂઢી તેવણને પસંદ પડતી કે રૂચતી ન હતી અને તેથી તેમનો વિચાર જાતે એક સ્કુલ કાઢી તેમાં પોતાને મનભાવતા સુધારાઓ દાખલ કરી નવાજ ધોરણ ઉપર અને સારા પાયા ઉપર તે ચલાવવાનો વિચાર તેવણના મનમાં વાસો કરી રહ્યો. એક સારો વિચાર સુઝવો અને સુઝે કે તેને અમલમાં મેલવાની ચલવલો હાથ ધરવી એ શુભ નસીબદારોને કુદરત તરફથી મલેલી બક્ષેશજ હોય છે અને તે મુજબજ સંજોગો બરપા થવા પામ્યા અને નવું હાઇ સ્કુલ બરપા થવા પામી જેની બરકતથી તેવણ સ્કુલના એક મદદનીશ શિક્ષક હતા, તે પોતાની સ્કુલના સ્થાપક અને માલેક બનવા પામ્યા અને તે તક મલવાથી એક મહાન કેળવણીકાર બનવાનું શુભ ભાગ્ય ભોગવી ગયા.

## વિજ્ઞાનના અજબ તરહેના પ્રેમી.

આપણે જોઇ ગયા છીએ કે મી. ભરડાની બી. એ. માં ખાસ બાબત નેચરલ સાયન્સની હતી જે જ્ઞાન મેલવવા તથા શીખાડવા માટે તેવણને અજબ જેવો શોખ હતો. ગોયા તેવણ વિજ્ઞાનની અનેક બાબતોના પ્રેમી જેવા હતા. જીંદગીની છેવટ સુધી ભારે ખંત અને પ્રેમથી તેવણ કુદરતને લગતાં જ્ઞાનનો શોખ ખીલવતા રહયા હતા. પોતે મેલવેલાં આ જ્ઞાનનો સામાન્ય રીતે ફેલાવો કરવા પાછળ તેવણે જીંદગી રોકી હતી અને તેના ઉદેશ ઉપર ભારે પ્રેમથી મરી ફીટતા હતા. કોલેજમાં હતા ત્યારથીજ તેવણ લેબોરેટરીમાં વેળેવાર પ્રથકરણની

બાબતમાં રસ લઇને કલાકોના કલાકો સુધી કામ કરતા હતા. એસ્ટ્રોનોમી, કેમીસ્ત્રી તથા જ્યોમેત્રીના વિષ્યો શીખવવાની તેવણની પદ્ધતીનો સંપુર્ણ ખ્યાલ તેવણના એક ચેલા તરીકે લીધા પછીથી હું તે માટે જે કાંઇ લખું છું તે કોઇપણ રીતે સહરાગાતીભરેલું નથીજ, એમ તેવણના થઇ ગયેલા હજારો વિદ્યાર્થીઓ આગ્રે કબુલત્યા વગર રહી શકશે નહીં. આવા અઘડા અને સમજવા કઠણ થઇ પડે તેવા વિષયોને ગમે તેવા નબળી મગજ શકતીવાલા વિદ્યાર્થીઓને અતી સરળમાં સરળ રીતે ગોખાવવા અને તે તેઓના ભેજામાં ઉતારવા એ મી. ભરડાની ઉંચી કાબેલ્યત અને ખુબી હતી.

વિદ્યાર્થી તરીકેના મારા અનુભવ પછીથી તેવણના એક મદદનીશ સેવક તરીકેના દોઢ દાએકા કરતાં વધારે મુદતના મારા અનુભવ ઉપરથી આ બાબતમાં હું જે કાંઇ સીફારસ લખી શકું તે ઓછીજ લેખી શકાય એમ મારે જણાવવું જોઇએ.

આસમાન વિદ્યાના તો તેવણ એક અડંગ પુજારી હતા. એસ્ટ્રોનોમી, કેમીસ્ત્રી જેવી બાબતો તેવણ મેત્રીક વર્ગોમાં શીખાડતા હતા તેથી તો હજારો વીદ્યાર્થીઓ વાકેફ છે, પણ તેવણનું જીઓલોજી અને બોતંનીનું જ્ઞાન કેટલું ઉમદા હતું તે ઘણા થોડા જણાનેજ ખબર હોઇ શકે. જે માટેનું ભાન મને થવાનું કારણ આ છે કે એવણ મારા વર્ગમાં આવીને આ જ્ઞાન છોકરાઓને કેમ શીખાડવું તેના પાઠો મને શીખવતા હતા અને વધુમાં છોકરાઓનાં એકસકરઝનો ઉપર હમારી સાથે ફરવા આવીને રવીવાર જેવા દિવસોએ કલાકો સુધી ખંતથી કામ કરીને છોકરાઓ અને માસ્તરોને દરેક ચીજ તેવણ સમજાવતા હતા. અત્રે મારે લગાર ટકોર સાથ જણાવવું પણ જોઇએ કે તેવણ પોતાના હોંશ અને ઉત્સાહમાં આવીને અને પોતાના શરીર, કૌવત અને કાએનાતને આધારે વર્તીને ઘણીક વેળા તો અનજાણપણે છોકરાઓને અને હમોને રખડ કરાવી કરાવીને હમારી ખાતરજમા કરી મેલતા હતા.

એક અતી રમુજી બનાવ હું અત્રે જણાવવાની મારી લાલચ થોભાવી શકું એમ નથી. એક રવીવારે સવારના સાત વાગે મરહુમ સાયન્સ શીક્ષક મી. નસરવાનજી એદલજી ઉદવાડીઆની સરદારી હેથળ હમો બે ત્રણ માસ્તરો છોકરાઓને લઇને વીકટોર્યા ગારડનસમાં એકસ-

કરઝન કરવા ગયા હતા. મી. ભરડા તો પોતાની સાયકલ સાથે ત્યાં હમારી આગમજના પધારીને પોતાના કામમાં મશગુલ બનીજ ગયા હતા. હમારી સાથે તેવણ પોણો કલાક ફર્યા અને ભુખે પેટે અહીંથી તહીં ચકરાવા ખવરાવી ખવરાવીને હમોને સઘલાને હાકવી નાખ્યા. ત્યારબાદ હમો સઘલા હજી તો નાસ્તાની તૈયારી કરીએ તેટલામાં હમારા કમનસીબ કહો કે ખુશ નશીબ કહો તે મી. ભરડાના ઇષ્ટ મીત્ર મી. એદલજી તલાટી તે તેવણનાજ જેવા બીજા જ્ઞાનના ભુખ્યા કેળવણીકાર ત્યાં આવી લાગ્યા. આ વખતે હમો તળાવની નજદીક સીરામાં હતા કે જે તળાવ કમળના ફુલોથી ભરેલું હતું. હમો નાસ્તો ખાવાનો શરૂ કરી શક્યા નહીં કારણ કે મી. ભરડા વગર હમારાથી તેમ થઇ શકયું નહીં. મી. ભરડા પણ પોતાના મીત્ર સાથની વાતચીતમાં મશગુલ બનવાથી હમોને તો ભુલીજ ગયા અને પોતાના ટાહેલા ટપ્પામાંજ રોકાયા. તેવામાં વાત નીકળી કમળનાં ફુલોની અને તેનાં થાળી જેવડાં મોટાં પાંદડાંની. મી. ભરડા મી. તલાટીને આ ફુલની કેટલીક ખુબીઓ સમજાવે અને મી. તલાટી વળતી ભાષામાં તેનો સાંથો પાણીમાં કેટલો ઉંડો ઉતરેલો હતો અને મૂળીઆં કેમ કાદવમાં જડ ઘાલીને ફેલાય છે અને તેના પાંદડાં કેટલો વજન પોતા ઉપર ઉઠાવવાનું કઉવત ધરાવે છે વિગેરે બાબતો ઉપર વિચારો જણાવવા લાગ્યા. સાથે સાથે મી. ઉદવાડીઆનાં મતની પણ તેમ સામેલગીરી લેવામાં આવી હતી. આવી રીતનાં જ્ઞાનની આપલેના કામકાજમાં બીજો ખાસસ એક આખો કલાક નીકળી ગયો. અને પછીજ મી. ભરડાની નજર ભુખ્યાં ડાંસ કે વરૂ જેવા બનેલા નાના છોકરાઓ ઉપર પડી અને બૂમ મારી ઉઠયા કે અરે તમે હજી નાસ્તો ખાધો નથી કે! ચાલો, છોકરા જલદીથી એમ કહી પલાંઠી વાળી સઘળા સાથ નાસ્તો ખાવા મંડયા હતા.

આવો તેવણનો કુદરતનાં અવલોકન અને જ્ઞાન માટેનો ભારે ચાહ હતો.

એક વાર તેવણ સાથ મને એનેરી-કેનેરીના ગુફાઓના એકસકરઝન ઉપર જવું થયું હતું. મને ખ્યાલ છે કે તે વેળા બીજાં થોડાંક પરોણાં-ઓને પણ તેવણ પોતા સાથ લાવ્યા હતા જેમા તેવણનાં બેટી ખોરશેદ પણ હતાં.

એનેરી-કેનેરીના અને એવા બીજા ગુફાઓ તો ઘણાંઓએ જોયા હશે, પણ જોવા જોવામાં અને તેને લગતી સમજ મેળવવામાં કેટલો ફેર હોય છે તે તો આપણને મી. ભરડા જેવા ગુરૂ સાથે આપણે ફરહર કરીએ ત્યારેજ શીખવાનું બની શકે છે. આ ગુફાઓની તમામ તવારીખ, તે મધ્યેનાં તમામ કોતરકામોને કેમ વાંચવાં અને સમજવાં, તે સઘળું ભરડા જેવા જ્ઞાનના પ્રેમી માણસોજ બીજાંઓને શીખવી શકે. અહીં પણ સઘળાંઓની અજબ પેંઠ તેવણે કાઢી નાખી હતી. અને ત્યાર પછીથીજ જ્યારે "પેટમાના તમામ કરમો" મરણ પામ્યા ત્યારેજ તેવણે સઘળાંઓને સ્વાદીષ્ટ ભોજન જમવા દીધાં હતાં.

એક બીજે પ્રસંગે ઝેવીઅર્સ કોલેજવાળા ફાધર બ્લેટરની સરદારી હેઠળ લેક વીહારની આસપાસના વીસનારમાં નેચર સ્ટડીના શિક્ષકો માટેનું એક એકસકરઝન ટીચર્ઝ એસોશીએશન તરફથી ગોઠવવામાં આવ્યું હતું. આ એકસકરઝન ઉપર મી. ભરડા પણ સાથે પધાર્યા હતા. ત્યાં આ બન્ને ઉસ્તાદોનાં જ્ઞાન માટે હમો સઘળાંઓને ઘણું જાણવાનું બન્યું હતું. મી. ભરડા ઘણીજ નમ્રતાથી જેટલું શીખી શકયા તેટલું ફાધર બ્લેટરને મોંહથી બોલાયલું પોતે શીખી લેતા અને તેટલીજ નમ્રતાથી સાથે સાથે પોતા તરફનું શિક્ષણ કહી સંભળાવતા. આ બન્ને જ્ઞાનીઓનાં અરસપરસના જ્ઞાનની આપ લેથી હમારી આખી ટોળકીને ઘણું જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

પોતાનીજ સ્કુલના છોકરાઓને કુદરતનું આ જ્ઞાન આપવાને તેવણ મથ્યા હતા એમ ન હતું તેવણનો આ જ્ઞાન માટેનો પ્રેમ એટલો હદ વિનાનો હતો કે તે તેવણ બીજી નિશાળના શિક્ષકો અને ખાસ કરીને બાનુ શિક્ષકોને આપવા ચુકતા ન હતા.

રવીવારની સહવારના રખડ કરાવવી અને શનીવારે સાંજના લેનટર્ન લેકચર્સો પોતાના શિક્ષકો પાસે અપાવવા અને તેમાં પોતાની હાજરી આપવી તે તેવણની એક અતી મોટી મોજ હતી.

જ્યારે મી. ભરડાનાં અનેક તરેહનાં સાયન્સનાં જ્ઞાનનીજ આપણે હકીકત તપાસીએ છીએ ત્યારે તેવણની જીંદગીના એક મ્હાન બનાવ સમાનનો બનાવ અત્રે વર્ણવવાનું છોડી દેવું કેમ પરવડી શકે?

ચાર દાએકા ઉપર યાને આસરે ૧૯૦૧ ના સાલમાં એક સુર્ય

ગ્રહણ થયું હતું જે આપણા દેશમાં અને આપણાં શેહેરની લગભગ દોઢસો માઇલ દુર આવેલા જયુર ગામથી ઘણીજ સરસ રીતે દેખાઇ શકશે એવું ખગોળ શાસ્ત્રીઓ જેઓમાં મી. ભરડા એક હતા તેઓનું મત હતું અને તેથી આ ગ્રહણ ટાંકણે મહાન ખગોળશાસ્ત્રીઓ દુન્યાના કેટલાક ભાગોમાંથી આપણી તરફ ઉતરી પડયા હતા, કારણ કે આ ગ્રહણનો લાભ લઇને આકાશ ઉપરના ચોક્કસ ગોળાઓનું અવલોકન કરવાનું હતું કે જેવી તક ભાગ્યેજ એક સદીમાં શોધકોને મલી શકે છે. એ ગ્રહણની અગત્યના જોઇને સરકારે પણ તેને માટેની ખાસ જોગવાઇઓ જયુર કે જે પુનાની નજદીક આવેલું છે તે મધ્યે પુરી પાડી હતી.

આ ટીંગામે મી. ભરડાને તો ભારે હોંશ અને હરખમાં મેલી દીધા હતા. અને તેવણને ખુદ આપણી સરકાર તરફથી ભલામણ થઇ હતી કે તેવણે મહાન ખગોળશાસ્ત્રીઓને પોતાની મદદ અને બની શકતી સઘલી સેવાઓ આપવી. જે કામ તેવણે ભારે પ્રસંશાપાત્ર રીતે બજાવ્યું હતું. મી. ભરડાની જગ્યાએ જો કોઇ બીજો માનનો ભુખ્યો માણસ આ કામ બજાવતે તો તે પોતાની વાહવાહ બોલાવવા ચુકતે નહી. પણ મી. ભરડાની એક માર્ગી ટેવ અને માત્ર શોખને ખાતરજ કામ બજાવવાની ઇંદી અનુસાર તેવણની જીંદગીનો આ મહાન બનાવ મોટું રૂપ લેવા પામ્યો ન હતો. પ્રસીધ્ધી પ્રત્યેનો તેમનો અભાવ ઘણોજ મનન કરવા જેવો હતો. પોતાનાં અવલોકનનું પરીણામ જો મી. ભરડાએ બાહેર પાડયું હતે તો એક મહાન વ્યકતીમાં તેવણ પંકાવા વગર રહેતે નહી. આ અવલોકનનો અને તેવણનાં બીજાં બહોળાં જ્ઞાન અને વાંચનનો લાભ તેવણ જો હદથી જીઆદેહ એકમાર્ગીપણું ન ધારણ કરતે તો પ્રજાજનોને સંખ્યાબંધ ચોપડીઓ લખીને પુરો પાડતે. આટલી હદ સુધીની તેવણની Modesty લગાર અફસોસકારક હતી, પણ આપની કહેતી છે કે "Habit is the second nature" એટલે પછી તે અનુસાર તેવણ વર્ત્યા તો તે માટે ટીકા કરવા મુનાસેબ ગણાય નહીં, કારણ કે ચોપડીઓ લખવા વગર પણ તેવણ પોતાનાં જ્ઞાનનું પુરેપુરૂં દાન દેહની કશતી અને ઉદ્યમી જીવનથી કરી ગયા છે. એસ્ત્રોનોમી, કેમીસ્ત્રી અને અંકગણીતના ત્રણ ભાગો જે તેવણ પ્રગટ કરી ગયા છે તે કેતાબો પણ પોતાના વિદ્યાર્થીઓના ખાનગી ઉપયોગ માટેજ હતી અને તે પણ

એવી ઢબે લખી ગયા છે કે વિદ્યાર્થીઓને પોતાની બુધ્ધી ખીલવવાને માટે જેહમત અને આપ બળ વાપડવુંજ પડે.

પોતાની જીંદગીના અંતની માત્ર ત્રણ અથવાડીઆં આગમજ તો તેવણે એક શનીવારે રાતે સ્કુલનાં ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ સમક્ષ "ખરતા તારાઓ"ના વિષય ઉપર એક અતી રસીલું લેનટર્ન-લેક્ચર આપ્યું હતું અને બીજે દિવસે રવીવારેજ તેવણ બીછાણા વશ બન્યા હતા. વિજ્ઞાનના તેવણના પ્રેમ માટેનો આના કરતાં વધુ સારો પુરાવો તે બીજો કયો હોઈ શકે?

## જુદી જુદી ભાષાઓનો તેવણનો અભ્યાસ.

તેવણની બીજી ભાષા ફારસી હતી અને કાબેલ પ્રોફેસર મીરઝા હેરતના તેવણ ચેલા હતા. ફારસી ભાષાનું ઘણું સારૂં જ્ઞાન ધરાવતા હતા.

છતાં, તેવણ બી.એ. માં પસાર થવા પછીથી તેવણે શેઠ જહાંગીર કુંબરાજી કાબરાજીના હાથ હેઠળ થોડા મહીના ફ્રેન્ચ ભાષાનો પણ ઘણો સારો અભ્યાસ કીધો હતો. અને પાછળથી તે વધાર્યો પણ હતો આ ઉપરાંત જરમન ભાષા શીખવાનો શોખ પણ તેવણે પાર પાડયો હતો અને ઝેવીઅર્સ કોલેજના પ્રોફેસરો આગળ આ ભાષા શીખવા માટે તેવણ જતા હતા.

તેવણ સંસ્કૃત સારી રીતે શીખ્યા હતા કે નહીં તે કહી શકાતું નથી પણ તેવણ તે ભાષા થોડી ઘણી જાણતા હતા. એમ હું આટલા ઉપરથી કહી શકું છું કે સ્કુલમાં સંસ્કૃતનો કલાસ ચાલતો હોય ત્યારે તે વર્ગમાં પણ એવણની પોતાની રૂઢી મુજબ જેમ તેવણ ફારસી અને ફ્રેન્ચના વર્ગોમાં જતા હતા તેમ અચાનક ઘુસી જઈ ત્યાં છોકરાઓનું સંસ્કૃત વાંચન, વિગેરે સાંભળતા અને સવાલ જવાબો કરવા મંડી જતા હતા.

અત્રે ટીકા કરવા વગર રહી શકાતું નથી કે આપણા હાલના કેટલાક જવાનીઆઓ જ્યારે યુનીવરસીટીની એકાદ ડીગ્રી મેલવીને પરવાડે છે, ત્યારે તેઓ જાણે પોતાની ઘરઘટુ ગુજરાતી ભાષા ભુલી ગએલાજ હોય છે. તેઓને ગુજરાતી છાપા અને ચોપડીઓ વાંચવાની તો જાણે સુંધજ પેસી જાયછે. શેઠ જાલભાઈ ભરડાનો ગુજરાતી ભાષા ઉપર ઘણો અચ્છો કાબુ હતો અને ઉપર જણાવેલી પરદેશી ભાષાઓ માટે જેટલો શોખ તેવણ ધરાવતા હતા તેટલાજ શોખથી આ ભાષામાં પણ તેવણે મન પરોવેલું હતું.

## ફરહુરનો અને વાંચનનો ભારે શોખ ધરાવનારા નર.

શેઠ જાલભાઇ ભરડાને કેલવણીનાં નવાં નવાં રૂપોની શોધખોળ માટે અત્યંત કાળજી હતી અને તે કાળજીથી તેવણ તેહવારો અને રવિવાર જેવા આસાએશના દિવસોએ પણ મુંબઇની આસપાસના પરાંઓમાં તેમજ એતિહાસીક જગ્યાઓની મુલાકાત લેવા પાછળ એકલા યા ટોળકી સાથ ભારે રખડ કરતા હતા. તેવણનો લોખંડી ઘોડો સાઇકલ તેવણ આ કામ માટે અવારનવાર વાપરતા હતા. પણ આ સઘલી રખડ પાછળ નેમ રહેતી હતી અને તે જ્ઞાન મેલવવા કે જ્ઞાન આપવાનીજ હતી. અર્થ વિનાની રખડ તેવણ કરતા હતાજ નહીં.

આવી સ્થાનીક રખડો ઉપરાંત તેવણનું માનવું હતું કે મુસાફરીઓ કરવી એ વેહેવારૂ કેલવણીનું એક અગત્યનું સાધન હતું અને તે નીયમ અનુસાર પોતાની જીંદગીમાં જયારે પણ બની શકે ત્યારે બનતી તકે તેવણ લાંબી મુસાફરીએ નીકળી પડતા હતા.

હિંદ દેશમાં તેવણ ઘણે લાંબે છેટાં સુધી અનેકવાર જુદી જુદી જગ્યાઓએ ફરવા ગયા હતા.

કેશમીર, કોલંબો, દારજીલીંગ એવી દુર દુરની દેશ મધ્યેની મુસાફરીઓ તેવણે પોતાનાજ જેવા જ્ઞાનના શોખીન મીત્રો સાથ કરી હતી. શાળાના ગ્રેન્ડ ઓલ્ડ મેન તરીકે ગણાતા મી. ફરામરોજ ગનદેવીઆ આવી એક લાંબી મુસાફરીમાં તેવણની ટોળકીમાં સાથે ફરવાનું માન મેલવી ચુકયા હતા. આ બુઝોર્ગ ભાઇ માટે મી. ભરડાને ઘણો ચાહ હતો અને પોતાના એક મદદનીશ શિક્ષક હોવા છતાં તેવણની સાથ અવારનવાર પત્રવેહેવાર ચલાવતા હતા. અને ફરવા હરવા બાહેર જતી વખતે તેવણનો સાથ મેલવવાની આરજુ રાખતા હતા. આવા અનેક પત્રોમાંનો એક ઘણોજ દીલસોઝ પત્ર જે મી. ભરડાએ મી. ગનદેવીઆ ઉપર એડીનબરોથી લખ્યો હતો તે આખો એમનો એમ બ્લોક બનાવીને આ નાની કેતાબમાં પ્રગટ કરવાનું મને વાજબી લાગવાથી મેં તેમ કર્યું છે કે જેથી મી. ભરડાની લાએકી અને પોતાના શિક્ષકો માટેની ભલી લાગણીનો ખ્યાલ વાંચકોને થવા ઉપરાંત હમારા ગ્રાન્ડ ઓલ્ડ મેન ગનદેવીઆની પણ એક જાતની યાદગારી આ કેતાબમાં જલવાઇ રહે.

Edinburgh 2 September 1903.

My dear Gandevia.

Many thanks for your kind letter. After spending some weeks at Cambridge I have come to Edinburgh. Here I had much pleasure in attending the Summer meeting for teachers for nearly a month. I have travelled thro' the Highlands & seen the beautiful scenery that has made the place renowned thro' the world. I need not say that I have learnt much during my wanderings & it will be such a pleasure to me to come back full of varied experience to resume my life's work with my old colleagues in the New High School.

Please remember me to all the members of our staff. I hope you are all trying as usual to do the utmost you can to make the lot of the children entrusted to our care as pleasant & happy as you can.

Yours sincerely J. D. Bharda.

૧૯૦૩ કે ૧૯૦૪ ના સાલમાં તેવણ યુરોપની લાંબી મુસાફરીએ સંચરાવ્યા હતા. અને ત્યાંના મુખ્ય દેશોનાં કેળવણી ખાતાંઓનો બારીક અભ્યાસ કરીને ઘણો સારો અનુભવ પ્રાપ્ત કર્યો હતો. જેનો સંપુર્ણ લાભ તેવણે પોતાના ખાતાંને આપવા ઉપરાંત શહેરનાં અનેક કેળવણી-ખાતાંઓને પુરતી રીતે આપ્યો હતો.

દાખલા તરીકે પોતાની શાળાના છોકરાઓને દરિઆ કીનારાઓ

ઉપર ભુગોળના પાઠો શીખાડવા, શહેરની ગોદીઓમાં થતાં કામકાજ અને મુંબઇના બારાંનો ખ્યાલ આપવા, શેહેરનાં મ્યુઝીઅમો અને શહેરને પાણી પુરા પાડનારાં રેઝરવોયરો દેખાડવા, વિકટોર્યા ગરડનસમાં લઇ જઇ જનાવરો અને ઝાડપાનને લગતું જ્ઞાન શીખાડવા, જુદા જુદા ધંધાનાં કારખાનાંઓની મુલાકાતો કરાવવા, એલીફન્ટા, એનેરી–કેનેરી જેવા ઇતિહાસીક ગુફાઓની મુલાકાત કરાવવા, વીગેરે સ્થળોએ દર શની કે રવીવારે બાહેર લઇ જવાની “એકસકરઝન”ની રૂઢી મુંબઇ શેહેરમાં વિદ્યાર્થીઓ માટે પેહેલવેહેલી દાખલ કરાવનાર કેળવણીકાર તે મી. ભરડા હતા. કે જેનું અનુકરણ આજે મુંબઇની સઘળી નિશાળો કરતી થઇ છે. પણ આ સઘલી રખડ અને ફરહર પાછળની એકલી નેમ મોજમજાહ સાથની કેળવણી અને જ્ઞાનની હતી અને નહીં કે અર્થ વિનાની રખડપાતી માટેની તે ખાસ યાદ રાખવા જોગ બીના છે.

વિલાયતથી પાછા ફરતા સાથેજ તેવણે પારસી લેખક મંડલના એક મેળાવડા સમક્ષ ઇંગ્લાંડ અને જરમનીનાં કેળવણીખાતાંઓની રૂઢીઓ વિષે ભાષણ આપ્યું હતું.

વાંચનનો શોખ મી. ભરડાને અજબ તરેહનો હતો. સ્કુલ અને કોલેજના અભ્યાસી હતા ત્યારથીજ તેવણે આ શોખ ખીલવેલો હતો. મેળવેલી સ્કોલરશીપોથી બચતાં નાણાંનો ઉપયોગ તેવણ ચોપડીઓ ખરીદવા પાછળજ કરતા હતા. પાછળથી તો મહીને દહાડે રૂપીઆ એકસો જેટલી રકમ તેવણ પુસ્તકો ખરીદવા પાછળજ ખરચતા હતા. ઘર ખાતે જમાવેલી પોતાની ખાનગી લાયબ્રેરીમાં સાયન્સ અને સાહીત્યનાં ઘણાંજ કીંમતી પુસ્તકોનો જમેસો હોવો જોઇએ. આ સઘલું પુરતી ગવાહી પુરે છે કે તેવણ એક અથંગ અભ્યાસી હતા અને તેવણના જેટલો વાંચનનો શોખ ઘણાંજ થોડાં ઇનસાનો રાખતા હશે. પોતાનાં બોહોળાં કામકાજ છતાં તેવણ અભ્યાસ પાછળ કલાકો રોકતા હતા. વખતની કરકસર તેવણ ઘણીજ કરતા હતા અને વિજળીક બળથી કામ કરતા હોય તેમ સ્કુલમાં ઘડીમાં આ બીલ્ડીંગમાં તો ઘડીમાં પેલી બીલ્ડીંગમાં એમ એવા દેખાવો દેતા હતા કે તેવણની શકતીનો ખ્યાલ કરવોજ મુશકેલ કામ થઇ પડતું હતું.

## મી. ભરડાનું દુઃખદાયક મરણ.

“He died in harness” ની કહેતી મી. ભરડાના બાબમાં

તદનજ ખરી પડી હતી કારણ કે આગળ જણાવ્યું તેમ મી. ભરડા શનીવારે રાત્રે પોતાના વીદ્યાર્થીઓ સમક્ષ "Falling Stars" ઉપર લેનટર્નલેકચર આપીને આવ્યા અને બીજે દીવસેજ રવિવારે બીમારીને બીછાણે પોઢોડીયા. આ માંદગી લગભગ એક પખવાડીયું સુધી રહી અને ડા. રાવ અને ડૉ. માસીના (જુનીઅર) જેવા કુશળ ડોકટરોની કુશળતા પણ તેવણના અજલના કાસદને હંફાવી શકી નહીં એટલે માત્ર ૫૭ વરસની ઉમરમાં અકાળ મરણે તેવણ આ ફાની દુન્યા બુધવાર તા. ૧૩મી જુલાઇ ૧૯૨૧ ને દીને પાછલી રાતના ત્રણ વાગ્યાને સુમારે છોડી ગયા. તેવણની પાયદસ્તની ભારે જબરી ઠઠ તેવણનાં બહોળાં મીત્ર મંડળનો ખ્યાલ ઉપજાવે એવી હતી અને એલ્ફીનસ્ટનની નાવારેસ છોકરીઓ તરફનો તે દીવસનો વિલાપ ભલા સંગદીલની આંખો આંસુઓથી ભરપુર બનાવે તેવો હતો અને તેવણના ગોઠયા મી. મરઝબાનનો તે દીવસનો મુગો વિલાપ ઘણોજ કરૂનાજનક દેખાવ રજુ કરતો હતો.

૧૯૧૬ માં સ્કુલની સીલવર જુબીલી ટાંકણેજ જાણે અણધારેલી આગાહી પોતાના મરણ માટે મી. ભરડાએ કરી હતી. તે પ્રસંગે મેલાવડામાં ભાષણ કરતાં એક બોલનારે દુવા ગુજારી હતી કે બન્ને પ્રીનસીપાલો સ્કુલની સોનેરી જુબીલી જોવા ભાગ્યશાલી બનો, ત્યારે મી. ભરડા જવાબ વાળતા બોલ્યા હતા કે તે પ્રસંગે હું જોર ધરાવી શકીશ એમ ધારતો નથી પણ બીજાં પાંચ વરસ વેર તો સ્કુલમાં કામ કરવાની શકતી રહેશે એમ હું કહી શકું છું. આ આગાહી જેવી વાણી ખરી પડી હતી કારણ કે જુબીલી પછીથી પાંચમેજ વરસે તેવણે પોતાનો અતી કીંમતી દેહ ત્યાગ કર્યો હતો.

તેવણના મરણનો શોક ઘણાં ખાતાંઓએ તેવણના માનમાં સભાઓ ભરીને કર્યો હતો. વધુમાં ઘણાં કેળવણી ખાતાંઓ એવણના માનમાં બંધ રાખવામાં આવ્યાં હતાં.

ન્યુ હાઇ સ્કુલના આગળા અને તે વેળાના વિદ્યાર્થીઓએ તા. ૧૪ મી આગષ્ટ ૧૯૨૧ ને દીને એક શોક સભા એકસેલશીઅર થીએટ-માં ભરી હતી, જે પ્રસંગે વિદ્યાર્થીઓ તથા મરહુમના મિત્રો તથા વખાણ-નારાઓની જંગી ઠઠ ભેગી મલી હતી. પ્રમુખસ્થાન સર વીઠ્ઠલદાસ દામોદર ઠાકરસીએ લીધું હતું.

સ્ટુડન્ટસ બ્રધરહુદ તરફથી મી. હંસરાજ પ્રાગજી ઠાકરસીનાં પ્રમુખપદ હેઠળ બીજી શોક સભા મલી હતી.

યંગ ખોજા બ્રધરહુડ તરફથી પણ એક શોક સભા તા. ૧૮ મી ઓગસ્ટ ૧૯૨૧ ને દીને ભરવામાં આવી હતી.

ઉદવાડાની અનજુમને તેવણની પવિત્ર યાદ અને માનમાં ઉઠમણાની ક્રિયા કીધી હતી. અને ત્યારબાદ ઉડવાદાની સમસ્ત અનજુમનની સભા તા. ૨૦ મી જુલાઇ ૧૯૨૧ ને દીને દસ્તુરજી સાહેબ ખુરશેદજી માનોચેહેર-હોમજીનાં પ્રમુખપદ હેઠળ મલી હતી, જ્યાં મી. ભરડાના ખેદયુક્ત મરણ માટે દીલગીરીનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ઇરાનશાહના પાક મકાનમાં એવણની એક સુંદર તસવીર ઉદવાડાની અનજુમન તરફથી મુકવામાં આવી હતી.

એલફીનસ્ટોનીઅનોએ પોતાના પ્રીનસીપલ મી. કોવરનટનના પ્રમુખ-પદ હેઠળ સભા ભરીને તેવણનાં મરણ માટે ભારે દીલગીરી જાહેર કરતાં ઘણા ઉમદા વિચારો શેઠ ભરડાનાં જીવન માટે દરશાવ્યા હતા. મી. કોવરનટને શેઠ જાલભાઇ માટે બોલતાં તેવણને "આઇડીયલ એડયુકેશનીસ્ટની" ઉપમા આપી હતી.

મી. ભરડાની યાદગારી જાળવવા નીચલા પ્રતીષ્ઠીત આસામીઓની એક કમીટી નેમાઇ હતી જે કમીટીએ રૂપીયા સત્તર હજાર કરતાં પણ વધુ રકમ ભેગી કરી હતી અને તેમાંથી તેવણનું સુંદર મારબલ બસ્ટ અને એક ફુલ સાઇઝડ દમામદાર લાઇફ-લાઇક ઓઇલ-પેન્ટ છબી સ્કુલને ભેટ આપવા ઉપરાંત તેવણને નામની સ્કોલરશીપો સ્કુલમાં સ્થાપી હતી:—

વીઠલદાસ દામોદર ઠાકરસી, ભુલાભાઇ જીવનજી દેસાઇ, ફીરોજશાહ જેહાંગીરજી મરઝબાન, સોરાબજી નસરવાનજી પાંડોચખાનાવાલા, ભવાનીદાસ નરોત્તમદાસ મોતીવાલા, રહેમતુલ્લા મેહેરઅલી ચીનાઇ, મંચેરશાહ ધનજીભાઇ ગીલ્ડર, રૂસ્તમ નસરવાનજી કુપર.

જે. એન. પીટીટ પારસી ઓરફનેજમાં ત્યાંના તે વેળાના પ્રીનસીપલ શેઠ દાદાભાઇ સોરાબજી જોશીનાં પ્રમુખપદ હેઠળ એક મેલાવડો ભરીને એવણની છબી ખુલ્લી મેલવામાં આવી હતી જે પ્રસંગે ઓરફનેજના એક આગેવાન કારોબારી તરીકે તેવણે પોતાના મરણ સુધી વરસો સુધીની બજાવેલી ઉત્તમ સેવાઓની ભારે પ્રસંશા થઇ હતી.

# શેઠ કેકોબાદ બેહેરામજી
# મરઝબાન, બી.એ., જે.પી.

---

ન્યુ હાઇ સ્કુલના જોડીયા સ્થાપક
અને માલેક.

——:o:——

૪૨ વરસો સુધીની
સરસ્વતી દેવીની પ્રસન્નતા પામેલા
એક લોકપ્રીય અને કાબેલ શિક્ષા ગુરૂ.

——:o:——

વિદ્યાર્થી વર્ગની શારીરિક ખીલવણીના
મોટા હીમાયતી અને સંગીતના શોખીન
તથા
શેકસપીઅરના નાટકોના અથંગ અભ્યાસી.

——:o:——

## શેઠ કૈકોબાદ મરઝબાનનો જન્મ તથા તેવણનાં ખાનદાનની વિગતવાર ઓળખ.

રાસ્ત ગોફ્તાર પત્રના માલેક શેઠ બેહેરામજી મરઝબાનના મી. કૈકોબાદ મરઝબાન બીજા બેટા થતા હતા. તેવણનો જન્મ રોજ ૧૮ મો રશ્ને રાસ્ત યઝદ, માહા ર જો અદીબેહેશ્ત (કદીમ), ય. ઝ. ૧૨૩૬ ને દીને એટલે આજથી ચુમોતેર વરસ ઉપર થયો હતો એટલે આવતે સાલ તેવણની ૭૫ મી જયંતી થશે.

શેઠ કૈકોબાદ મરઝબાનનાં ખાનદાનની વિગતવાર ઓળખનું વર્ણન વાંચકો સમક્ષ રજુ કરવા માટે તેવણનેજ હાથે લખાએલી તેવણના પ્રખ્યાત બપાવાજી ફરદુનજી મરઝબાનજીનાં જીવનવૃતાંતની કેતાબનો ઉપયોગ હું કરીશ કે જેથી તેનો પુરેપુરો ખ્યાલ મેલવી શકાશે.

દસ્તુર નેરીઓસંગ ધવલના નામથી પારસી કોમનાં દરેક નર અને નાર માહીતગાર હશે. એ મહા કાબેલ વિદ્વાન દસ્તુર જેવણ સંસ્કૃત, ફારસી, અવસ્તા અને પેહેલવીના ઉસ્તાદ ગણાતા હતા. તેમના વડવા મોબેદ શાપુર શેહેરયાર જેમને પારસી ટોળાને હિંદુસ્તાનમાં ખેંચી લાવનાર તરીકેનું માન ઘણી તરફથી આપવામાં આવે છે. અને જેઓ હિંદુસ્થાનના મોબેદોની સઘળી શાખાઓના મુળ ગણાય છે તેમની ઓલાદથી મર્ઝબાન કુટુંબ ઉતરી આવેલું છે.

આ કુટુંબ કદીમી ટોળાને લગતું એક કુટુંબ છે એ વાત મારા જેવા એક અદના કદીમી જરથોસ્તીને મગરૂરી ઉપજાવનારી છે.

ઇરાનથી નીકલેલા પારસીઓ પેહેલાં દીવ બંદરે આવી ઉતર્યા અને ત્યાં ૧૯ વરસ રહીને સનજાણમાં આવી રહ્યા. સ્વદેશ છોડી ભટકતા, હાડમાડ થતા આપણા ઇરાની વડવાઓને હાલના એ ગરીબ પણ તે વખતે મોટાં ગણાતાં સંજાણે જાદવરાણા નામે રાજાના વખતમાં આસરો આપી ઠર પાડયા. સંજાણમાં પારસી વસ્તી વધતી જવાથી સને ૧૧૪૨ ઇસ્વીમાં થોડાક જરથોસ્તીઓએ નવસારી તરફ વધવા માંડયું અને એમ જણાય છે કે દસ્તુર નેરીઓસંગના પિત્રાઇ હોરમઝદયાર બીન રામયારની ઓલાદના એક બાહોશ મોબેદ નામે જરથોસ્ત મોબેદે પોતાના કબીલા સાથે આવી સૌથી પેહેલાં નવસારીમાં પંદક સ્થાપ્યું. આ ગ્રહસ્થના બે દીકરા નામે મોબેદ અને કામદીન હતા જેઓમાંના બીજા નવસારીમાં

પગભર થયા અને પેહેલાએ પોતાનું પંઠક સુરત અને તેની આસપાસનાં ગામોમાં સ્થાપ્યું. સુરત શેહેરની દસ્તુરી હજી પણ એજ કુટુંબમાં ચાલુ છે.

ઉપર કહેલા મોબેદ જરથોસ્તની તોખમ ધરાવનાર એક કાબેલ દસ્તુર નામે બેહેરામ ફરામર્ઝ આસરે ૨૫૦ વરસ ઉપર સુરતમાં દસ્તુરી કરી ગયા છે અને તેઓ મર્ઝબાન કુટુંબના પેહેલા જાણીતા થએલા વડવા હતા એમ કહીએ તો ચાલે કેમકે બહુ લાંબા વખત સુધી એ કુટુંબ એ વડવાના નામ ઉપરથી બેહેરામ ફરામની અટક ધરાવતું હતું. મરહુમ બેહેરામ ફરામર્ઝથી ઉતરતી આવેલી દસ્તુરી હમણાં સુધી સુરતમાં એમનાજ કુટુંબમાં ચાલુ છે. એ શેહેનશાહી અને કદમી દસ્તુરો મરહુમ પ્રખ્યાત શેઠ મંચેરજી ખુરશેદજી શેઠનાનું કુટુંબ વિગેરે જાણીતાં ખાનદાનો એજ બેહેરામ ફરામર્ઝની ઓલાદના છે અને તેથી મરઝબાન કુટુંબ સાથે ઘણી અનલગની સગાઇ ધરાવે છે પણ કબીસાની પંચાતી વેળાએ થોડાક આ તરફ અને થોડાક બીજી તરફ થઇ જવાથી આજે એકએકથી જુદા અને અંજાણ થઇ ગયા છે.

આ દસ્તુર બેહેરામ ફરામર્ઝના ૬ દીકરાઓ હતા.

૧ બેહેમન, ૨ કામદીન, ૩ જમશેદ, ૪ નવરોઝ, ૫ અસફંદીયાર, ૬ એદલ.

એઓમાંથી જમશેદના દીકરા બીખાજીને સુરતની શહેનશાહી દસ્તુરી મલી હતી જે હમણાં સુધી એજ કુટુંબમાં ચાલુ છે. સવંથી વડા દીકરા બહમનના કુટુંબમાંથી કાઉસ મુઅજ્જમ અને કુમાના દાદાદારૂને કદમી દસ્તુરી મળી હતી જે હજી સુધી કુમાના કુટુંબમાં છે.

દસ્તુર બેહેરામ ફરામર્ઝની નસલમાંથી મર્ઝબાન કુટુંબ ઉતરેલું છે અને એ કુટુંબની વંશાવળી છેક શાપુર શેહેરયારથી તે ફરદુનજી મર્ઝબાન સુધી નીચે પ્રમાણે છેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧. | એરવદ | શેહેરીયાર | ૬. | એરવદ | જરથોસ્ત* |
| ૨. | ,, | શાપુર | ૭. | ,, | મોબેદ† |
| ૩. | ,, | રામીઆર | ૮. | ,, | કામદીન |
| ૪. | ,, | હુમજીઆર | ૯. | ,, | મોબેદ |
| ૫. | ,, | મોબેદ | ૧૦. | ,, | પાહાલણ |

| | |
|---|---|
| ૧૧. એરવદ આદર | ૧૮. દસ્તુર બહેમન |
| ૧૨. „ મેરવાન | ૧૯. „ કામદીન |
| ૧૩. „ ફરેદુન | ૨૦. „ રૂસ્તમ |
| ૧૪. „ કેકોબાદ | ૨૧. એરવદ ફરેદુન |
| ૧૫. દસ્તુર શાપુર | ૨૨. દસ્તુર કાઉસ મુઅજ્જમ |
| ૧૬. „ ફરામર્ઝ | ૨૩. મોબેદ મર્ઝબાનજી |
| ૧૭. „ બેહેરામ | ૨૪. „ ફરદુનજી |

**નોંધ**—નં. ૬* એમના ભાઇ બેહેરામ બીન મોબેદે સનજાણથી પેહેલવેહેલા ભરૂચ જઇ ત્યાં પોતાનું પંથક સ્થાપ્યું હતું અને તેમનીજ ઓળાદથી ભરૂચના (કામદીનજીવાલા) જાણીતા દસ્તુરો તથા મુલ્લાં-ફીરોઝનું ખાનદાન ઉતરેલું છે. એ રીતે ગણનાં ભરૂચવાળાઓ પણ મર્ઝબાન કુટુંબ સાથે લોહીનો સંબંધ ધરાવે છે.

નં. ૭† સુરતમાં મોબેદોનું પંથક સ્થાપનાર એઓ હતા.

ઉપર મુજબ તપાસતાં ત્યારે માલમ પડે છે કે મી. કેકોબાદના વડીલ, મર્ઝબાનજી નામના હતા જેવણ સુરતવાલા મોબેદ બેહેરામ ફરામરોઝની નસલમાંથી ઉતરી આવ્યા હતા. મર્ઝબાનજી સુરતવાલા દસ્તુર કાઉસ મુઅજમ (૧૭૧૭–૧૭૭૬) ના બેટા થતા હતા. મર્ઝ-બાનજીના બેટા તે પ્રખ્યાત ફરદુનજી મરઝબાનજી નામના હતા, જેવણે મશહુર દસ્તુર મુલ્લાંફીરોઝના હાથ તળે તાલીમ લીધી હતી. એવણ ગુજરાતી વર્તમાનપત્રના સ્થાપક તથા સંખ્યાબંધ કેતાબોના કર્તા હતા. એમનું ફારસીનું જ્ઞાન ઘણુંજ વખણાતું હતું. એવણ તા. ૨૩ મી માર્ચ ૧૮૪૭ ને દીવસે ૬૦ વરસની ઉમરે ગુજર પામ્યા હતા.

ચાલુ ૧૯૪૧ના સાલના ગયા માર્ચ માસમાં આ મહાન નામાંકીન નરની યાદ, તેવણની ૯૪ મી બાજનું જાહેર જશન, નામાંકીત નરનારોની યાદ જાળવનારી જશન કમીટી તરફથી, કોટ ખાતેની દાદીશેઠની દરેમેહેરમાં કદીમી ટોળાના માનવંત દસ્તુરજી દસ્તુર નોશીરવાનજી દસ્તુર દીનશાહજી ગારડાની પનાહપોશી હેથળ કરીને, કરવામાં આવી હતી, જ્યાં દસ્તુરજી નોશીરવાનનાંજ પ્રમુખપદ હેથળ મજલીસ સમક્ષ આ મરહુમની તવા-રીખને લગતી હકીકત દસ્તુરજી સાહેબે તેમજ મી. પદમ ગોદરેજે કહી સંભલાવી હતી. અને એક ધારમીક વિષય ઉપર વાએઝ એડવોકેટ મી.

જમશેદ કાવસજી તારાપોરવાલાએ આપી હતી. આ મજલીસમાં ઘણું જાણીતાં કદીમી કુટુંબોએ ભાગ લીધો હતો.

શેઠ ફરદુનજીના એક બેટા બેહરામજી નામના હતા તેવણ રાસ્ત ગોફ્તાર પત્રના માલેક હતા. એવણે ઘણી ઉરદુ કેતાબોના તરજુમા કર્યા હતા. આ શેઠ બેહરામજીના બેટાઓ મરહુમો જાંહાગીરજી, ફરદુનજી, કૈકોબાદ અને મરઝબાન નામના હતા. શેઠ બેહેરામજી તા. ૨૦ મી ઓગસ્ટ ૧૮૯૫ (રોજ ૪થો માહ ૧ ક. ૧૨૬૫) ને દીને ૬૯ વરસની ઉમરે ગુજર પામ્યા હતા. શેઠ બેહેરામજીના વડા દીકરા મી. જેહાંગીર તે પારસી પત્ર જામે જમશેદના અધીપતી તા. ૫ મી દીસેમ્બર ૧૯૨૮ દીવસે ૮૦ વરસની ઉમરે ગુજર પામ્યા હતા. એવણની પછી એમના બેટાઓ મી. ફીરોજશાહ (પારસીઓનો પ્યારો પીજામ) તથા મી. ફયાવક્ષ એ બે ભાઇઓ જામેના માલેક હતા. જયારે મી. પીજામે અધીપતીપણું પણ ચલાવ્યું હતું. મરહુમ ફીરોઝશાહને ગુજર પામવાને થોડાજ વખત પસાર થયો છે. તેવણ રૂસ્તમ અને અદી નામના બે બેટાઓ અને એક દીકરી મેલી ગયા છે. મી. અદી હાલમાં પુરાણાં જામે જમશેદના અધીપતી છે તથા મી. રૂસ્તમ મેનેજર છે અને એ બન્ને ભાઇઓ જામેના જોડીયા માલેકો છે.

શેઠ કૈકોબાદ બે બેટાઓ તથા એક બેટી પોતા પાછળ પોતાનાં નામની જાળવણી અને યાદગારી તરીકે મેલી ગયા છે. એવણનાં બેટી શેઠ હોરમસજી દી. મુલ્લાં સોલીસીટરનાં ધણીઆણી થાય છે. શેઠ કૈકોબાદે એક સંપુર્ણ અનુભવી માનવી તરીકે પોતાની દરેક તરેહની ફરજો બજાવી હતી. પોતાના ફરઝંદોને ઉંચી ઉત્તમ તાલીમ આપી અને પોતાની હયાતીમાંજ તેઓને પોતાનું ભવીષ્ય ઘડવા માટે તઇયાર કર્યા. એ તેવણની જીંદગી જોગવવાના અનુભવની તારીફ કરાવે એવી બીના છે. બે બેટાઓ ભાઇઓ બેહેરામ અને રૂસ્તમ પોતાના પ્યારા પીતાનું નામ જરૂરજ કાએમ રાખશે. તેઓના હાથમાં સોંપાયલી સ્કુલની લગામ તદન સલામતભરેલી રીતે તેઓ વાપડશે, એમ વીદ્યાર્થી વર્ગ તેમજ એઓ સાથના કામ કરતા અમો સર્વ 'કલીગસો' ખાતરીથી માન્યે છીએ. તેઓની કાબેલ્યતને માટે બે મત છેજ નહીં એટલે ધી ભરડા ન્યુ હાઇ સ્કુલનું ભવિષ્ય સલામત છે. અને શેઠો ભરડા-મરઝબાનની જોડીની

વહાલી યાદ પણ સદાની કાએમ છે એ ભારે સંતોષની બીના છે. ભરડા ન્યુ હાઇ સ્કુલનુ ઇનસ્ટીટયુશનજ શેઠો ભરડા–મરઝબાનની સૌથી ઉત્તમમાં ઉત્તમ યાદ જાળવનારૂં સાંધન છે જે તેના મુદ્રાલેખ "એવર ન્યુ" મુજબ હંમેશ આગળ વધતી રહે એ આજે મારા જેવા હજારો એહેશાનમંદ વિદ્યાર્થીઓ તેમજ મારા જેવા સંખ્યાબંધ શિક્ષકોની સાચ્ચી દુવા છે તે આમીન થાય!

## શેઠ કેકોબાદની કેળવણી.

મી. કેકોબાદ મરઝબાને છેક નીચલા ધોરણથી તે મેત્રીક સુધીની કેળવણી મરહુમ શેઠો માનેકજી બે. કુપર અને દાદાભાઇ પેસતનજી માસ્તરની પુરાણી ફોર્ટ હાઈ સ્કુલ મધ્યે લીધી હતી. શીખવામાં તેવણે શરૂઆતથીજ ઘણી બાહોશી દેખાડી અને ઇ. સ. ૧૮૮૫ ના સાલમાં અઢાર વરસની કુમળી વયે એવણ મેત્રીકની પરિક્ષામા ફત્તેહમંદ ઉતર્યા હતા.

ત્યાર બાદ તેવણ એલફીનસ્ટન કૉલેજમાં પ્રીનસીપલ વર્ડસવર્થના વખતમાં જોડાયા હતા અને બીજે વરસે ૧૮૮૬ માં પ્રીવીઅસની પરિક્ષામાં પસાર થયા હતા. ૧૮૯૦ની આખેરીએ એવણ બી.એ. ની પરિક્ષામાં ફત્તેહમંદ નીવડયા હતા. એવણની પસંદગીના વિષયો તવારીખ અને અર્થશાસ્ત્રના (History and Political Economy) હતા.

## શિક્ષક બનવાની પ્રેરણા અને શોખ.

શેઠ કેકોબાદ મરઝબાન અને શેઠ જાલભાઇ ભરડાએ ન્યુ હાઇ સ્કુલ સ્થાપવાનો વિચાર કર્યો, તે આગમજથીજ કેકોબાદનો જવાન્યાઓને કેળવવાનો શોખ પ્રેરણારૂપેજ ઉભરતો હતો અને તેવણને તે મુરાદ બર લાવવામાં કુદરતે મદદ પણ આપી હતી.

મી. અરદેશર એદલજી બામબોટ નામના એક ટુંક ગુંજાસ અને કમાણીવાલા ગ્રહસ્થની એક શાળા હતી જેનું નામ "યુનીવરસીટી ત્રેનીંગ સ્કુલ" કરીને હતું. નામ ત્યારે શાળા પણ તે ઘણીજ સંકો-ચીત રીતની આવક પોતાના માલેકને ઉભી કરી આપનારી સંસ્થા હતી. શેઠ કેકોબાદને આ વાતની જાણ થતાંજ એવણ કોલેજના બી. એ. કલાસમાં હતા ત્યારથીજ દરરોજ બે કલાક અને વગર પગારના શિક્ષક

તરીકેની પોતાની "વોલનટરી સરવીસ" આ શાળાને આપવાનો પોતાનો વિચાર મી. બામબોટને તેવણે જણાવ્યો કારણ કે તેવણને ખબર મલી હતી કે મી. બામબોટ ઘણાજ ઉત્સાહી અને ઉમંગી ગ્રહસ્થ હતા. મી. બામબોટને આવી આફતી મદદ નધારેલી રીતે મલતાં તેવણ ઘણાજ ખુશ બન્યા હતા અને ઉપકાર સાથ મી. મરઝબાનની સેવાઓનો સ્વીકાર કર્યો હતો. પરિણામમાં મી. મરઝબાનને પણ તેમાં લાભજ થયો કારણકે એક શિક્ષક તરીકેના ધંધામાં તેવણ શું બજાવી શકે તે માટેનો "કોનફીડન્સ" તેવણનામાં બરપા થયો અને પુરતો અનુભવ મેળવવાની તક તેવણને પૂરી પડી અને જેમ કુદરતનો કાયદો હોય છે કે Every good deed has its own reward તેમ જ્યારે તેવણનો મી. જાલભાઇ ભરડા સાથ દઇવયોગી મેલાપ થયો કે જેવણ એક "આઇડીઅલ સ્કૂલ" કાઢવાના ખ્યાલમાં ફરતા હતા ત્યારે આ અનુભવને આધારેજ તેવણનામાં તેવો સાહાસ માથે ઉઠાવવાની હીંમત અને શુર છુટી આવ્યું અને તેવણ શેઠ જાલભાઇ સાથ એકમત બન્યા હતા.

## મહાન કવિ શેકસપીઅરના નાટકોના અજબ વખાણનાર અને ઇતિહાસના વિષયના કુશળ ખાં.

પોતાનો શેકસપીઅરના નાટકોનો અભ્યાસી શોખ વિદ્યાર્થીઓમાં ઉતારવા તથા ખીલવવા મી. મરઝબાને જે ભાગ ભજવ્યો છે અને તે નેમ પાર પાડવા જે જે પ્રયાસો કર્યાં છે તેનો પુરેપુરો ખ્યાલ આ અદના કલમ, વાંચકોને કરાવી શકે એમ નથી. પણ જે વિદ્યાર્થીઓ મી. મરઝબાનનાં ઉત્તેજન અને ટેકાથી તથા તેવણની ઉત્તમ તાલીમ અને દોરવણીથી શેકસપીઅરના નાટકો શીખ્યા હશે અને તેના પાત્રો જેઓએ શોખ ખાતર ભજવ્યાં છે તેઓને તો મી. મરઝબાનની આ સેવાઓનો પુરેપુરો ભાપ હશેજ.

મેટ્રીકના વર્ગમાં નેમેલી અંગ્રેજી ટેક્સ્ટમાંથી અંગ્રેજી વિષયનો અભ્યાસ કરવા ઉપરાંત વિદ્યાર્થીઓને શેકસપીઅરના નાટકોની સ્ટડી મી. મરઝબાનના હાથ હેઠળ કરવાની મોજ તો અવસ્ય મલતીજ રહેતી. ઓછામાં ઓછા બે ત્રણ નાટક શીખવાથી જ્ઞાનનો વધારો થવા ઉપરાંત શીખનારાઓમાં જ્ઞાન સાથ ગમ્મત અને નવીજ જાતનો ઉત્સાહ તથા શોખ બરપા થવા પામતા હતો. તેવણની આ વિષય શીખવવાની રૂઢી

કમાલ હતી. જે દિવસોએ આ વિષય ટાઇમ-ટેબલમાં નોંધાયલો હોય તે દીવસોના તે "પીરીઅડો" દરમ્યાન છોકરાઓ અજબ ઉલટ અને રસ લઈને આતુરતાથી વર્ગમાં મી. મરઝબાનની આવવાની રાહ જોતા બેસતા હતા એવી ઉમદા કુનેહથી તેવણ આ વિષયને ઇનસાફ આપતા હતા.

આ નાટકો ફરજયાત શીખવવા ઉપરાંત તેવણે તે માટેનો ખાસ ચડસ અને શોખ ઉત્પન્ન કરવા વારસીક એક દિવસ "સેકસપીઅર ડેકલેમેશન ડે" તરીકે સ્કુલમાં ઉજવાતો કર્યો હતો જે પ્રસંગે દશ પંદર મિનિટ સુધી કોઇબી નાટકમાંથી કોઇબી પાત્ર પ્રસંદ કરી તે ભજવી બતાવવાની વિદ્યાર્થીઓ પાસ હરીફાઇ કરાવવામાં આવતી હતી અને તે માટે ઘણું સુંદર ઇનામ આપવામાં આવતું હતું. આ માટે સ્કુલ ખાસ ડ્રેસો પણ ઉમેદવારોને પુરા પાડતી રહી હતી. જેનો ઉપયોગ વિદ્યાર્થીઓને કરવા દેવામાં આવતો હતો. સ્કુલની આ મોજીલી એકટી-વીટી હજી સુધી ચાલુ છે અને તે સારા ઉત્સાહ સાથ દર વરસ ઉજવાય છે. મી. મરઝબાને દાયકાઓ સુધી આ વિષય ઉપર જેહમત લઇને વિદ્યાર્થીઓમાં શેકસપીઅરના જુદા જુદા પાત્રો ભજવવાનો જે ઉત્તમ શોખ પોતાના ચેલાઓમાં બરપા કર્યો હતો તેનાં પરિણામો આજે મુંબઇની કોલેજોમાં અને બીજા ઘણા પ્રસંગો ઉપર ખુલ્લે ખુલ્લાં જણાઇ આવે છે.

આપણી જીંદગી કંઇ નહીં ગુજારવા જોગ કંગાળ દશા નથી, પણ તે હશીખુશીથી અને "મૅરીમેન્ટ" માં ગુજારવાથી કેમ સુખ મેલવી શકાય છે તે વિદ્યાર્થી આલમને બતાવવાની તેવણની નેમ હતી. આ દુન્યા પોતેજ એક નાટકશાળા છે અને આપણે દરેક માણસ આપણાં પાત્રો ભજવનારા એકટર છીએ, એ ખ્યાલનો ઉંડો છાપ જવાનોનાં મગજો ઉપર પાડવા તેવણ આ શોખ ખીલવતા હતા. તેવણની Cameos from Shakespeare ની ચોપડી તેવણના આ શોખની જાવેદાની ભરેલી નોંધ કાએમ રાખી શકશે.

અત્રે એક ચીજ મારે ખુલ્લાસેવાર જણાવી દેવાની ફરજ બજાવવાની છે. તે આ છે કે સ્કુલની આ એકટીવીટીને તેવણ ઘણીજ ઉપમા સાથ અને આટલી બધી ઉલટથી ઉત્તેજન આપતા હતા છતાં છોકરાઓ જાહેર તમાશાઓ ઉપર નાટકીઓ તરીકે ભાગ ભજવવાને

શક્તિવાન અને એવા ઇરાદાથી કે તેઓને નાટક કરનારાઓ બનાવવાની નેમથી તેવણ તે કરતા હતા નહીં. તેવણની મુખ્ય નેમ માત્ર જીંદગીને મોજીલી બનાવીને સારી નીતીએ ચાલતાં છોકરાઓને શીખવવાની હતી.

શેકસપીઅરના ખેલોના આવા ઉંડા અભ્યાસી હોવાનું મુખ્ય પરિણામ એજ તેવણ ઉપજાવી શક્યા હતા કે તેવણ વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા પોતાની મુલાકાતે આવનારાઓની "હયુમન સ્ટડી" ઘણીજ અચ્છી રીતે કરતા હતા અને તેથીજ તેવણ મહાન માણસ બનવા પામ્યા હતા.

મી. મરઝબાનનો ખાસ વિષય "હિસટરી"નો હતો. આ વિષયને શીખવવાની તેવણની રૂઢી કાંઇ સાધારણ જેવી ન હતી પણ તે એક ખરેજ વિચિત્ર અને વખાણપાત્રની નવી જેવીજ રૂઢી હતી. આ વિષય શીખવાની વિદ્યાર્થીઓની ઉલટ અને ઉત્સાહ શેકસપીઅરનાં શિક્ષણ મેલવવાના ઉલટ અને ઉત્સાહ કરતાં સહેજભી ઓછા પ્રકારની રહેતી ન હતી. બલકે આ વિષય પણ તેટલાજ હોંશથી શીખવા તેઓ તયાર અને આતુર રહેતા હતા.

મી. મરઝબાનની હીસટરીની ખાસ નોટસ એક પુરાવો હતો કે તેવણ પોતાની ફરજની બજાવણી માટે કેટલા કાળજીપુર્વક હતા. અને પોતાના વિદ્યાર્થીઓની ઉત્તમ સેવા માટે તેવણ કેટલા આતુર રહેતા હતા.

સઘલા શિક્ષકો જો આવી કાબેલ્યતવાલા અને એટલાજ સેવાભાવી હોય તો આજની ઉઘરતી ઓલાદ તદનજ જુદા પ્રકારની બેશક થવા પામે.

## શેઠ કૈકોબાદ મરઝબાન અંગકસરતોના મોટા હીમાયતી અને હરેક જાતના સ્પોર્ટસના તથા સંગીતના ભારે શોખીન જીવડા હતા.

શેઠ કૈકોબાદ મરઝબાન અંગકસરતોના મોટા હીમાયતી હતા અને પોતાની શાળામાં છોકરાઓના શરીરની ખીલવણી થયલી જોવા ઘણાજ આતુર રહેતા હતા. દરેક વર્ગના છોકરાઓ અઠવાડીઆમાં ઓછામાં ઓછા બે વખત મેદાનમાં ડ્રીલ કરવા જાય એવી ગોઠવણ તેવણે રાખી હતી. છોકરાઓની મોટી સંખ્યાને પોંહોંચી વળવા માટે ડ્રીલ માસ્તરોની પણ પુરતી સંખ્યા રોકી હતી. કોઇપણ તક મલતી તો તેનો લાભ આ ડ્રીલ શિક્ષકોને આપીને ડ્રીલની ઉત્તમ પ્રકારની તાલીમ લેવાની સગવડ

તથા ગોઠવણુ તેવણુ સાહેબ કરતા હતા. અઠવાડીઆમાં માત્ર બેજ વખત છોકરાઓ મેદાનમાં જઈ કસરત કરે તેથી તેવણને સંતોષ મલતો ન હતો તેથી બીજા બે દીવસો કલાસ ડ્રીલ તરીકે પણ દરેક વર્ગના ટાઇમ-ટેબલમાં ગોઠવાવતા જે માટે પા કલાક છોકરાઓને કલાસમાં જઈને ડ્રીલ માસ્તરો કલાસ-ડ્રીલ કરાવતા હતા. સ્કુલના જીમનેશીઅમમાં આવી છોકરાઓ દરરોજ કસરત કરે તેવી પણ ગોઠવણુ તેવણે કરી રાખી હતી. અને તે માટે જીમનેશીઅમ માસ્તર સ્કુલ શરૂ થવાની કલાક દોઢ કલાક આગમજ દરરોજ આવીને છોકરાઓ ઉપર ઘટતી દેખરેખ રાખતા હતા. આ જીમનેશીઅમને છોકરાઓમાં ઘણુંજ આકરશીક બનાવવા માટે મરહુમ કાબેલ શિક્ષક મી. સોહરાબ મોતીશાહે વરસો સુધી જીવતોડ અને ખરી વફાદારીભરેલી સેવા સ્કુલની બજાવી હતી.

ફીલ્ડ ડ્રીલ, કલાસ ડ્રીલ અને જીમનેશીઅમની કસરતો માટેની ગોઠવણો કરીનેજ તેવણુ સંતોપાયા ન હતા. પણ અંગબળની ખીલવણીને પુરતુ ઉત્તેજન આપવા મુંબઈની સ્કુલોના સ્પોર્ટસ જે બોમ્બે હાઇ સ્કુલસ એથલેટીકસ એસોસીએશન તરફથી ગોઠવાતા તે મધ્યે ભાગ લેવા છોકરાઓને મોટી સંખ્યામાં ઘટતી તાલીમ મી. મોતીશાહ પાસ અપાવીને મોકલાવી આપતા હતા. જ્યારે સ્કુલના પોતાના અલાહેદા સ્પોર્ટસ યોજવાનો વખત આવ્યો ત્યારે તેમ કરવાને પણ આ ઉત્સાહી નર ચુકયા ન હતા અને સ્કુલની આ એકટીવીટી ભારે ખરચાલુ તથા ખોટ લાવનારી પુરવાર થવા છતાં વરસો સુધી તેને જારી રંજ ઉઠાવીને નીભાવી હતી. મરહુમ કુશળ શિક્ષક મી. મોતીશાહની મદદ અને દેખરેખ હેઠળ તથા મી. મરઝબાનની આગેવાની અને દોરવણી સાથે ન્યુ હાઇ સ્કુલના પોતાના અલાહેદા સ્પોર્ટસોએ વરસો સુધી એસપ્લેનેડ મેદાનને ગજાવી મેલ્યું હતું. આ સ્પોર્ટસોમાં સંખ્યાબંધ સુંદર ઇનામો, ચાંદો અને ચેલન્જ કપો છોકરાઓ જીતી જતા હતા અને આવા ઉત્તેજનથી આ સ્પોર્ટસોમાં જેઓ ચેમ્પીઅન નીવડતા તેવાઓએ ફીઝીકલ કલચરના શેહેરના બીજા અખાડાઓમાં તથા હરીફાઇઓમાં વારંવાર પ્રશંસાપાત્ર નામના કાઢેલી નોંધાઇ છે.

સ્વીમીંગ, સાઇકલીંગ, કુસ્તી, બોકસીંગ વીગેરે તમામ હરીફાઇઓમાં સ્કુલના છોકરાઓએ પોતાની સ્કુલની ચાલુ વાહવાહ પોકરાવી છે.

મી. મરઝબાન પોતે પણ "બોમ્બે હાઇ સ્કુલ્સ એથલેટીક્સ એસોસીએશન" જે ૭મી જુલાઇ ૧૮૯૩ ને દીવસે સ્થાપવામાં આવ્યું હતું તેના એક સભાસદ હતા અને વરસો સુધી તેની કારોબાર કમિટિ ઉપર એક આગેવાન સભાસદ તરીકે મરહુમે ભારે ઉત્સાહથી કામ બજાવ્યું હતું જે તેવણના આ કામ માટેના શોખની ગવાહી પુરવા સમાન છે.

કસરતો ઉપરાંત મરદાનગી ભરેલી રમત ગમતોને પણ તેવણ ખીલેલી જોવા ઘણાજ આતુર હતા. ક્રીકેટની મરદાનગી ભરેલી રમતની ખીલવણી કરવા પાછળ વિદ્યાર્થીઓના લાભાર્થે મરહુમે પોતાની સ્કુલ પાછળ પાપડીની માફક પઇસા વેર્યા છે. સ્કુલ ક્રિકેટ-ગ્રાઉન્ડ બનાવવા અને તેની જતન કરવા, કાંઇપણ ક્યાસ વગર જોઇતા સઘલો સ્ટોર્સ ખરીદવા, છોકરાઓની દોરવણી કરવા કોચીઓ રાખવા, વિગેરે ખરચાઓથી સ્કુલની આ એક્ટીવીટીને તેવણ સાહેબે ઘણુંજ મોટું ઉત્તેજન આપ્યું હતું. હેરીસ શીલ્ડ અને જાઇલ્સ શીલ્ડની મેચોમાં દર વરસ ભાગ લેવા ધરખમ ટીમો ઉતારવામાં આવતી હતી. આ શીલ્ડો સ્કુલે વરસો સુધી જીત્યાં હતાં અને એક હાથ કર્યાં હતાં. આ મેચોમાં આખી ટીમને એકસરખા યુનીફોર્મ સુટસ તથા ટોપીઓ સાથ ઉતારવાની પેહલ મુંબઇમાં એકલી ન્યુ હાઇ સ્કુલેજ કરી હતી એ બીના ભુલી જવાની જોઇતી નથી.

ઇનટર સ્કુલ મેચીસ રમાડીનેજ તેવણ સંતોષ પકડી બેસી રહયા ન હતા, પણ પોતાની સ્કુલનુંજ શીલ્ડ કાઢી ઇનટર-ક્લાસીસ મેચીસો હાઇસ્કુલના સ્ટેન્ડર્ડ વચ્ચે રમાડવા પાછળ પણ મરહુમ શેઠે લક્ષ આપ્યું હતું અને આવી નમુનેદાર પેહેલ કરીને ક્રીકેટની જબરી ખીલવણી કરી હતી.

વધુમાં શિક્ષકોની ટીમ વિરૂધ સ્કુલના છોકરાઓની ટીમ વચ્ચે ફ્રેન્ડલી મેચો રમાડવાનું બીડું પણ શેઠ મરઝબાને ઝડપ્યું હતું અને તેવી મેચો વરસો સુધી પોતાની અંગત દેખરેખ હેઠળ રમાડી હતી.

હિંદ દેશની ક્રીકેટની જશવંતી પ્રગટી તરફ નજર કરતાં હાલમાં જણાય છે કે ઇલાકાની મોટી મેચોમાં અને ઓલ ઇન્ડીઆ ટીમોમાં નામના કાઢના પ્રસીધ્ધ ખેલાડીઓનો અતી મોટો ભાગ ન્યુ હાઇ સ્કુલે દેશને પુરો પાડેલો છે. નામો રજુ કરવાથી કદાચ નજર ચુકે કોઇને

ગેરઇનસાફ થવા પામે એટલે તે અપજશ માથે હોરી લેવા હું તઇયાર નથી. નહીં તો તેવું જંગી લીસ્ટ રજુ કરી દેખાડી આપી શકાય કે દેશને આ દિશામાં ન્યુ હાઇ સ્કુલે કેવી મોટી મદદ કરી છે. આ માટેનો જશ વાજબી રીતે મરહુમ શેઠ કેકોબાદ મરઝબાનને ફાલે ઉતરે છે.

જવાનોને જીગરવાળા અને હીંમતી નરો બનાવનારો બોકસીંગનો હુન્નર ખીલવવા પાછળ પણ શેઠ મરઝબાને ક્રીકેટના જેટલાજ પ્રમાણની ઉલટ ધરાવી છે. લશકરના કુશળ અંગ્રેજ સારજન્ટો આ કામ માટે મોટા પગારો આપી ખાસ રોકવામાં આવતા હતા. આજે પણ આ વર્ગ સ્કુલમાં ચાલે છે. આ હુન્નરની ખીલવણીનાં રૂડાં પરિણામો પણ આજે ચોમેર રમાતાં ટુરનેમેન્ટસમાં જોવામાં આવે છે, જેનો જશ પણ મરહુમ શેઠ કેકોબાદનેજ ઘટે છે.

અંગકસરતની ખીલવણી માટેના શોખ સાથ શેઠ મરઝબાનને ઇંગ્લીશ સંગીતનો પણ શોખ અને પ્રેમ અજબ રીતનો હતો અને આનો લાભ પણ વિદ્યાર્થીઓને આપતાં તેવણ ચુકયા ન હતા. મરહુમ શેઠ ખોદાયજી અને તેવણ પછી તેવણના બેટા જેવા કુશળ મ્યુઝીક શિક્ષકો રોકીને તથા ઘટતાં મ્યુઝીકલ ઇનસ્ત્રુમેન્ટસ પુરાં પાડીને તેવણે વિદ્યાર્થીઓમાં આ શોખ ખીલવવા ભારે રંજ ઉઠાવ્યો હતો. હજી સુધી સ્કુલની આ એકટીવીટી પણ જેમની તેમ સલામત રહેલી છે અને તે મી. બૅનૅટ જેવા કુશળ શિક્ષકના કાબુ હેઠળ ચાલે છે.

## સ્કાઉટીંગ પ્રત્યેની મી. મરઝબાનની સેવાઓ.

પારસી સ્કાઉટીંગના એક પાયોનીઅર તરીકે આ બાબત ઉપર જયારે હું લખવા માંડું છું ત્યારે મી. મરઝબાને તેની ખીલવણીમાં જે ઉલટભેર કામ બજાવ્યું છે તેની વખાણમાં લખવા માટે મારી પાસે પુરતા શબ્દો નથી. પારસી સ્કાઉટીંગની તવારીખ લખું તો તેની શરૂઆત કરવાનું માન પણ આડકતરી રીતે ન્યુ હાઇ સ્કુલને ફાલેજ જાય છે.

૧૯૧૪ માં એક પારસી એમબ્યુલન્સ કેડેટ કોર ઉભી કરવાનો વિચાર સેન્ટ જોન ઍમબ્યુલન્સ બ્રીગેડ, પારસી ડીવીઝનના કેટલાક સભાસદોને સુઝયો. આ માટે છોકરાઓ મોટી સંખ્યામાં બાહેર પડશે કે કેમ તે શકમંદ બીના થઇ પડી હતી. ન્યુ હાઇ સ્કુલના એક શિક્ષક મરહુમ મી. નસરવાનજી એદલજી ઉડવાડીઆ સેંટ જોન બ્રીગેડના

પારસી ડીવીઝનમાં નવા જોડાયલા એક સભાસદ હતા અને એક પ્રાઇવેટ તરીકે કામ બજાવતા હતા. આ લખનાર ૧૯૧૦ થી આ ડીવીઝનમાં જોડાયલો હતો અને સારજન્ટની પદવી ભોગવતો હતો. હમો બે જણાને સ્કુલ માસ્તરો તરીકે કેડેટો મેળવવાના કામમાં મદદ કરવાને તે વેળાના ડીવીઝનલ સુપ્રીનટેનડન્ટ તરફથી અરજ થઇ. હમોએ તે કામ હાર પાડવા માથે ઉઠાવ્યું અને બીજેજ આતવારે એલફીનસ્ટન સ્કુલની ગ્રાઉન્ડ ઉપર પચાસેથી સાઠેક છોકરાઓની જંગી ફોજ ઉતરી પડી હતી. આ ઉતરી પડનારાઓમાંના ઘણાકો જેવાકે એકેલા લીડર કેકી ગોદરેજ, ડો. રૂસ્તમ કાવશાહ તારાપોર વિગેરે આજે સ્કાઉટીંગમાં ઉંચા ઓહ્દા ધરાવે છે. દર અઠવાડીએ તેમાં વધુ અને વધુ ભરતીજ થતી ગઇ. બે વરસો સુધી આ કેડેટ કોરે ઘણું સુંદર કામ કર્યું હતું જો કે તે સેન્ટ જૉન એંબ્યુલન્સ બ્રીગેડની વીલાયતની શાખા સાથ તે વખતે એફીલીએટ થઇ ન હતી. ૧૯૧૬ માં આ કોરના છોકરાઓને સ્કાઉટીંગની તાલીમ આપીને સ્કાઉટ ટ્રુપ ઉભું કરવાનું ઠર્યું. આથી આગલી પારસી એમબ્યુલન્સ કેડેટ કોરને પારસી સ્કાઉટીંગ એસોસીએશનનું નામ આપીને તેવી એક સંસ્થા હસ્તીમાં લાવવામાં આવી તે પેહેલવેહેલી પારસી સ્કાઉટ ચલવલ હતી. તે પણ વિલાયતની સ્કાઉટ એસોસીએશન સાથ એફીલીએટ કરી શકાઇ ન હતી કારણ કે અંગ્રેજ છોકરાઓની ટ્રુપો શીવાય હિંદી ટ્રુપોને તે વખતે વિલાયતની સંસ્થા સાથ એફીલીએટ કરવામાં આવતી ન હતી.

૧૯૨૧ માં જે પેહેલવેહેલી પારસી ટ્રુપ એફીલીએટ થઇ હતી તે પ્રખ્યાત મરહુમ સ્કાઉટર રૂસ્તમ તલાટીએ ભારે જેહેમતથી કરાવી હતી જે એઇટ બોમ્બેના નામથી ઓળખાવા લાગી હતી. આવી રીતે પોતાની ટ્રુપને એફીલીએટ કરાવવા પછીથી આ ચટપટીઆ જવાને સ્કાઉટીંગની તાલીમને પોતે જે સ્કુલમાં તે જવાન તાલીમ લઇને ઉછર્યો હતો ત્યાં દાખલ કરાવવાનું અને સ્કુલની એક ટ્રુપ ઉભી કરાવવાનું ઝેન છુટયું. આથી તેવણ પોતાના ગુરૂ શેઠ કેકોબાદ મરઝબાન જેવા ઇંચે ઇંચ સ્પોર્ટીંગ જુસ્સો ધરાવનારા અને હરેક જાતના સ્પોર્ટસ અને બહાદુરી ભરેલી રમતગમતના શોખીન અને ઉત્તેજક ગ્રહસ્થ આગળ પોંહોંચી ગયા. સ્કાઉટીંગનું શિક્ષણ શું છે, જવાનીઆઓને તે તને અને મને કેવા નિરોગી બનાવી શકે છે, વિગેરે બાબતસર વાદવીવાદ ચલાવીને તે

જવાન્યો શેઠ કેકોબાદ જેવા દુરઅંદેશ નજરના ગ્રહસ્થનું દીલ જીતી શકયો. જયારે મી. મરઝબાનની પુરેપુરી ખાત્રી થઇ કે સ્કાઉટીંગ જવાન્યાઓનું ચારિત્ર ખીલવવામાં સારો ભાગ ભજવી શકે એવું કેળવણીનું વધારાનું સારૂં સાધન છે ત્યારે તેવણે પોતાની સ્કુલમાં ગ્રુપ ખોલવાની કારસાજી કરવા મી. તલાટીને રજા આપી.

મી. તલાટીએ પોતે જાતે તદન વોલન્ટરી સરવીસ સ્વીકારી અને પોતાના જોડીઆ તરીકે આ અદના સેવક પાસ પણ તેવી સેવા કરવા કબુલાવ્યું અને આવી રીતે તે ભાઇ સ્કાઉટ સેકશન અને સેવક ઉલ્ફ કબ સેકશન સંભાલતા થયા. આ ગ્રુપ ફીફ્ટીન્થ બોમ્બેને નામે ઓળખાય છે.

આવા શરૂઆતના તબક્કામાં સ્કાઉટીંગ ચાલતું હતું ત્યારે સ્કાઉટ માસ્તરોને ઇંગ્લાંડની ગીલવેલ પાર્કની રૂઢી મુજબની તાલીમ હિંદમાં આપવાનું કામ શરૂ કરવામાં આવ્યું હતું અને ઇન્ડીઅન એડયુકેશન સરવીસવાલા જાણીતા ગુરૂ મી. એ. સી. મીલર, આઇ. ઇ. એસ.ને મુંબઇ ઇલાકા માટે તે કામ પાર પાડવા પસંદ કરવામાં આવ્યા હતા.

આ ત્રેનીંગ કોરસીસ શરૂ થતાંજ મારા મુરબ્બી શેઠ કેકોબાદે પોતાની ગીરેથી પઇસા ખરચી તથા સ્કુલમાંથી દશ દિવસની રજાની ખાસ જોગવાઇ કરી આપી મને તે ત્રેનીંગ લઇ આવવાની તક કરી આપી. પારસીઓમાં આ ત્રેનીંગ લેનારાઓમાં પેહલા કોર્સમાં સુરતના એક જવાન પારસી હતા અને બીજા કોર્સમાં આ અદના સેવક હતો.

આ વેળાએ મુંબઇમાં એક એસોસીએશન હતું જે લગભગ યુરોપીઅન કારસાજી હેઠળનું હતું. આથી મારા ગોહયા તલાટીની અથાગ મેહનતે નં. ૨ એસોસીએશન સ્થાપવામાં આવ્યું. આ એસોસીએશન નં. ૨ નાં શેઠ કેકોબાદ વાઇસ પ્રેસીડન્ટ લાંબો વખત સુધી રહ્યા હતા અને પુર ઉમંગથી સ્કાઉટીંગનું કામકાજ સુધારવાને શ્રમ લેતા હતા. તેવણની દુરઅંદેશીની આ એક અચુક નોંધ સમાન બીના છે કે જે કોઇ તાલીમ કે ચીજ જવાન ઉધરતી ઓલાદના લાભની બાબત જેવી હોય તે હાથ ધરવી અને તેનો બાળકોને લાભ આપવો એ તેવણની મજબૂત ઇચ્છા અને નેમ હતી. સ્કાઉટસ એસોસીએશને મરહુમના ખેદયુકત મરણની વાજબી યાદ દફતરે ચઢાવી છે તેમજ મરહુમની સ્કુલની સ્કાઉટ ગ્રુપ અને મારા તાબાની ધી તલાટીઝ તથા પારસી કોલોનીની હનડ્રેડઠ

ગ્રુપોએ પણ મોરનીંગ પરેડો ભરી દીલગીરીના ઠરાવો દફતરે ચઢાવી મરહુમનાં પરોપકારી કામની વાજબી નોંધ લીધી છે. એટલે સ્કાઉટસો પ્રત્યેની મરહુમની સેવા યાદગાર રહેશે. યુનીફોર્મ પેહેરવા વગરના એક સાચ્ચા સ્પીરીટવાલા નોન-સ્કાઉટ ઇચ્છે તો સ્કાઉટસો માટે શું કરી શકે છે તેનો અચ્છો પાઠ મરહુમ શેઠ કેકોબાદે બીજાઓને શીખાડયો છે.

## શેઠ કેકોબાદનું દુ:ખદાએક મરણ.

શેઠ કેકોબાદ મરઝબાન માત્ર ૬૮ વરસની વયે થોડાકજ દિવસની ટુંક માંદગી ભોગવી કદમી ગાથા બીજે ઉશ્તવદ ય.ઝ. ૧૩૦૨ ને દિવસે જીન્નતગુજીન થયા હતા.

તેવણનાં દુ:ખદાએક મરણની ખબર ઘણાં દુ:ખી જીગરે તેવણનું નીમક રોટલી ખાનારા મદદનીશ શિક્ષકોએ, હજારો વિદ્યાર્થીઓએ, અને તેવણનાં બોહોળાં મીત્રમંડળ તથા ખેશીઓએ સાંભળી હતી. મારા તો એક ધર્મ-પીતાજ ગુજર પામ્યા હતા.

બીછાણા વશ થયા તેની આગળેજ દિવસે બપોરની વેળાએ મારા આ મુરબ્બી શેઠે મને સ્કુલના કાંઇ કામ સારૂ પોતાના રૂમમાં બોલાવ્યો હતો. કામકાજની વાતચીત પુરી થતાંજ એક આઘાહી પામેલા નરની માફક તેવણે ઘણીજ અણધારેલી રીતે મારી સાથે મારાં ખાનગી જીવનની વાતચીત કરવાની શરૂ કરી. કેટલીક બીજી વાતચીત પછીથી તેવણે મારો મોટો છોકરો કયા સ્ટેન્ડર્ડમાં શીખતો હતો એમ સવાલ કર્યો. મેં જવાબ આપવા પછીથી તેવણ સાહેબે કહયું, “મી. હોમાવજીર, જો ધ્યાન રાખજો કે ગમે તે થાય પણ છોકરાઓને મેત્રીક તો થવાજ દેજો હં. નહી તો હવે આ જમાનામાં કશો થાગ લાગશે નહીં. દોડધામ કરીને પઇસાના લોભે ચાકરી ધંધામાં ના નાખી દેતા, વિગેરે, વિગેરે”.

આહા! આ મારા મુરબ્બીની છેલ્લામાં છેલ્લી મારી સાથની વાતચીત કેટલા જીગરના જોશ સાથની હતી, તે કેટલી દીલસોજીથી મને કહી સંભળાવવામાં આવી હતી. મારા જીગરમાં તે ઉંડી અસર સાથ સદાની યાદ આપતી કોતરાઇ રહેશે. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેવણની આ મારી સાથની છેલ્લીજ વાતચીત હતી.

તેવણ સાહેબની પાયદસ્તનો દેખાવ તેવણનાં નામાંકીતપણાંનો ચીતાર કરાવવા સમાનની દબદબાવાલી તથા ભારે ઠઠવાળી હતી. મુંગો

શિક્ષણ તરીકે તે દેખાવ ગંભીર મનન કરાવવા જેવો હતો કે "ઓ માનવી, જો તને મરી જવું થાય તો આવાજ જશ, આવીજ કીર્તી, અને આવાજ માનમરતબા સાથ મરણ પામી હસ્તે મુખે દાદારની દરગાહે જજે કે જેથી તારી આબરૂનો અને તારાં કામકાજના પમરાટનો ફેલાવો સદા કાળ તારી યાદ કરાવતો રહે!"

શેઠ મરઝબાન માટે ન્યુ હાઇ સ્કુલના આગલા અને તે વેળાના વિદ્યાર્થીઓ તથા એમના મિત્રો અને વખાણનારાઓની એક જંગી સભા એક્ષેલસીઅર થીએતર મધ્યે તા. ૧૭ મી સપટેમબર ૧૯૩૩ ને દીને ભેગી મળી હતી. આ સભાનું પ્રમુખસ્થાન સ્કુલના આગળા એક વિદ્યાર્થી શેઠ રૂસતમ પેસતનજી મસાનીને આપવામાં આવ્યું હતું. આ સભા મધ્યે ઘણાં ગમગીની ભરેલાં તથા જુસ્સાદાર ભાષણો તેવણ સાહેબની ખુબી અને વખાણમાં થયાં હતાં. આ અદના સેવક પણ આ સભામાં બોલનારાઓમાંનો એક હતો. આ સભામાં તેવણની યાદગારી જાળવવા માટે એક ધરખમ કમીટી નેમવામાં આવી હતી. આ કમિટિ ઉપર પણ સેવકે ફરજ બજાવી હતી. રૂપીઆ અઢાર હજાર કે તેથી પણ વધુ રકમના સુમારેની રકમ ભેગી કરવામાં આવી હતી.

આ કમિટી તરફથી તેવણનું એક સુંદર સંગેમરમરનું અર્ધ બાવલું તથા એક સુંદર છબી સ્કુલના મકાનમાં ખુલાં મેલવામાં આવ્યાં હતાં.

તેવણના માનમાં મરણની દીલગીરીનો ઠરાવ કરવા માટે દારઉલ મુસ્લેમીન નામની મંડળીના આસરા હેઠળ મુસલીમોની એક સભા અનજુમને ઇસ્લામ હોલમાં મળી હતી જેમાં મેહોમેદન વિદ્યાર્થીઓ ઉપરાંત મિત્રો અને વખાણનારાઓએ તેવણના માનમાં દીલગીરીનો ઠરાવ પસાર કર્યો હતો.

બોમ્બે સ્કાઉટસ લોકલ એસોસીએશને સભા ભરીને તેમજ કેટલાંક સ્કાઉટ ગ્રુપોએ "મોરનીંગ પરેડ" કરીને પણ ઘટતા ઠરાવો તેવણના માનમાં પસાર કર્યા હતા.

યંગ મેન્સ પારસી એસોસીએશન તથા બીજી ઘણીક સંસ્થાઓ જ્યાં શેઠ મરઝબાનનો ઘાડો સંબંધ હતો તે સઘલી સંસ્થાઓએ દીલગીરીના ઠરાવો તેવણનાં માનમાં પસાર કર્યા હતા. આ મહાન નરનાં રૂહની મીનોઇ જેહાનમાં શાંતી ભરેલી વૃધ્ધી થતી રહો એજ સર્વની છેવટની દુવા છે!

## "બૉર્ન ટીચર્સ" અને મહાન કેળવણીકારો.

શેઠો જાલભાઇ ભરડા અને કેકોબાદ મરઝબાન "બૉર્ન-ટીચર્સ" હતા એમ લખવામાં સહરાગતનો એક છાંટો પણ સમાતો નથી કે નથી તેમાં કોઇ તરેહની અતીશયોકતી સમાયેલી. એ સાહેબોના હાથ હેઠળ તાલીમ લઇ આજે મુંબઇ શહેર અને હિંદ દેશને દીપાવનારા હુન્નરો તુરરાઓ એકામતી અવાજે આ સચ્ચાઇને ટેકો આપશે. ના, માત્ર તેઓના ચેલાઓજ આવું મત ઓચરે છે એમ પણ નથી પણ કેળવણી ખાતાંઓના તમામ વડાઓએ આવાજ વિચારો જાહેર કર્યાં છે.

કેળવણીકારોની આ જોડીને શિક્ષક બનવાની પ્રેરણા અને શોખ તો તેઓની કોલેજ કારકીર્દી ખતમ થતાં સાથજ થઇ હતી.

શેઠ જાલભાઇ ભરડાએ શેઠો દાદાભાઇ માસ્તર અને માનેકજી કુપરની ફ્રોર્ટ હાઇ સ્કુલમાં "પાર્ટ-ટાઇમ" શિક્ષક તરીકે અને શેઠ કેકોબાદ મરઝબાને મી. અરદેશર બામબોટની "યુનીવરસીટી ટ્રેનીંગ સ્કુલ" માં એક ઓનરરી શિક્ષક યા કેળવણીના એક ગોરાનરી તરીકે કામ બજાવવાનું શરૂ કર્યું હતું.

અલબત્તાં, તેઓની જીંદગીની શરૂઆતના તબકકામાં જાહુકના આ ધંધામાં ગોઠવાઇ જવાનો તેઓનો ઇરાદો નહીં પણ હોય એમ ઉપલી વિગત ઉપરથી અટકળ કરી શકાય. જો આ બન્ને સાહેબો જાથુકના શિક્ષકો બનવાનો ઇરાદો રાખતા હતે તો મી. ભરડા "પાર્ટ-ટાઇમ" શિક્ષક તરીકે અને મી. મરઝબાન ઓનરરી શિક્ષક તરીકે જીંદગીની શરૂઆત કરતેજ નહીં, પણ આ તો કેળવણી પ્રત્યેનો તેઓનો શોખ અને શિક્ષકના ધંધા માટેની તેઓની પ્રેરણાનું પરિણામ હતું કે જે જાણે કુદરત માતાની ગોઠવી રાખેલી કરામત તરીકેજ બન્યું હતું કે તેઓ શિક્ષકના ધંધાને વળગ્યા હતા કારણકે તેઓની સરજતમાં ઉમદા પ્રકારની સાચ્ચી દેશ સેવા યા "સરસ્વતી દેવી" ની સેવા બજાવવાનું સરજાયલું હતું.

વર્ગમાં આ મહાન શિક્ષકો પગ મેલવા સાથજ સુસ્તમાં સુસ્ત લાગણીવાલો અને મંદમાં મંદ મગજ શકતીવાલો છોકરો ખબરદાર અને ઉલટભરેલો થઇ જતો કારણ કે તેઓની શીખવવાની ઢબ, રમુજ પેદા કરવાની તેઓની કાબેલયત, શિક્ષાની કે ખોટી ધાકની અભત

વગેરેની લાગણી વિદ્યાર્થીઓમાં પેદા કરવાનું તેઓનું બળ, એ સઘળા ઉંચા ગુણો અને એવી અજબ તરેહની કાબેલ્યત તે સાહેબો ધરાવતા હતા. "તાસ્કુ કલાસ" માં બે, પાંચ અને આંઠ દિવસો મોકલવાની ધાક-ધમકી કે દમદાટીઓથી કે હજારો લીટીઓનાં "ઇમપોઝીશન" લખાવવાની શિક્ષા કરવાની જોહુકમીથી કે દિવસો સુધી વર્ગની બાહેર છોકરાઓને રાખવાની સંગદીલી બતાવવાથી છોકરાઓ ઉપર કાબુ રાખવાની તેઓને જરૂરજ પડતી ન હતી કારણ કે તેઓ સારી રીતે જાણતા હતા કે આવી સંગદીલીથી છોકરાઓને ફાયદો થતો તો બાજુ રહયો પણ તેનાથી તેઓ પોતાનો જુસ્સો ગુમાવી દઇને નાસીપાસ અને નફ્ટ બની જવાનો વધારે સંભવ રહેતો હતો. શીખવા ભણવા વગર માત્ર તુફાનમાંજ મસ્ત બનેલા છોકરાઓ માટે આવી કોઇક સજાની જરૂર રહે છે પણ તેનો બુરો ઉપયોગ આ શિક્ષાગુરૂઓ કદી પણ કરતા ન હતા. પોતાના કાબુ હેઠળના વિદ્યાર્થીઓ પોતાનાંજ ફરજંદો છે અને તેથી સરસમાં સરસ રીતે તેઓને તેવીજ લાગણીથી કેળવવા એ આ મહાન શિક્ષાગુરૂઓની સામાન્ય નેમ હતી.

શિક્ષકો તો બરાબર થઇ શકે છે; પેટના પાપી ખાડાને પુરવા તથા કુટુંબ કબીલાને પાળવાના ખ્યાલો આધીન જેમ બીજા ધંધાદારીઓ પોતાના ધંધા કરે છે તેમ આ ધંધામાં પણ શિક્ષકોને કામ બજાવવું પડે છે. પણ ભરડા-મરઝબાનની આ પ્રેમાળી જોડી તો ખુદાએ કેળવણીની ખાસ સુધારણા માટેજ પેદા કરી હતી અને તેઓ તે ફરજ ખરેખરી રીતે અને સંપુર્ણ વિશ્વાસપુર્વક રીતે સદા અદા કરીને મીનોઇ જેહાનમાં સધાવ્યા છે. આ સઘળી હકીકતને અંગે ત્યારે "બૉર્ન-ટીચર્સ"ની ઉપમાં તેઓ માટે શું વાજબી થઇ પડતી નથી?

આજના જમાનામાં અનડર-ગ્રેડયુએટ શિક્ષકો અને ગ્રેડયુએટ બનેલા શિક્ષકો એ સઘળાઓને "એસ. ટી. સી.," "બી. ટી.," જેવા ડીપ્લોમાઓ લેવાની ફરજ પાડવામાં આવે છે. કેટલાકો તો યુરોપ સુધી હજારો રૂપીઆના ખરચા કરીને જઇને ત્યાંના "ટી. ડી.," "એમ. એ. ડી.," "એમ. આર. એસ. ટી." વીગેરે ડીપલોમાઓ મેલવી આવે છે. આ સારી અને વખાણવાજોગ વાત છે ખરી, પણ જયાં સુધી તે સઘલાં પાછળ મોટા પગાર મેલવવાના અને પોતા તેમજ કુટુંબના પેટના ખાડા

ભરવાના ખ્યાલ સમાયલા હોય છે ત્યાંસુધી આવા શિક્ષકો "બોર્ન-ટીચર્સ" ની ઉપમા મેળવવાને લાએકના ગણાઇ શકાતા નથી. મી. ભરડા અને મી. મરઝબાન માત્ર આર્ટસના ગ્રેડ્યુએટો હતા છતાં શિક્ષકના ધંધા માટેની જે પ્રેરણા, જે ઉમંગ, જે ખંત, અને જે પ્રમાણીક ધગસ અને ઝેન ધરાવતા હતા તેથીજ તેઓ "બૉર્ન-ટીચર્સ"ની ઉપમાને લાએકના બની ગયા છે.

નાની પારસી કોમે દરેક દિશામાં કીર્તી મેળવી છે અને કેળવણી આપવાના યાને શિક્ષકના કામનાં ખેતરમાં ઘણા જરથોસ્તી વીરલાઓ ઘણી સારી સેવાઓ બજાવી કોમને જશવંતી બનાવી ગયા છે તેમાં શેઠો ભરડા અને મરઝબાનની જોડી આલા દરજ્જાની કીર્તીવંત નોંધ પોતા પાછળ કરાવી ગયા છે.

એમ કહીએ તો ચાલે કે તેઓ "બોર્ન-ટીચર્સ" હતા તેથીજ મહાન શિક્ષાગુરૂઓ કે કેળવણીકારો બનવા નશીબવંતા નીવડયા છે.

તેઓ શિક્ષકો તરીકે જીવન ગાળી ગયા છે તે કારણે કે તેઓએ એક શાળાની સ્થાપ્ના કરી હતી તે ખાતર, તેઓ તે ખાતાંના પ્રીનસીપલો અને માલેકોના ઓદ્ધા ભોગવી ગયા તે ખાતરજ તેઓને કેળવણીકારો કે શિક્ષાગુરૂઓની ઉપમા અને માન આપવામાં આવ્યાં નથી. પણ કેળવણીના આખા સવાલને તેઓએ જીંદગીની નેમ તરીકે હંમેશાં પોખ્યો અને સઘળી તરેહથી તેની સુધારના કરવા પાછળજ પોતાની જીંદગી અર્પી તેથી તેઓને આ મોતેબર ઉપમા આપવાનું વાજબી ઠર્યું છે.

વિદ્યાર્થીઓને કેળવવા, તેઓને શીખવનારા શિક્ષકોની સારી દોરવણી કરવી તથા તેઓને પણ શિક્ષકના ધંધાની તાલીમ આપવી અને પોતાની શાળા તેમજ શેહેરનાં બીજાં કેળવણીખાતાંઓને સંગીન સંસ્થાઓ બનાવવી એ સઘળાં કામ પાછળ તેઓએ પોતાની જીંદગી અર્પીને મુંબઇની જે જે સ્કુલોએ તેઓની મદદની આરજુ કરી હતી તે સઘલી સ્કુલોના સંચાલકો અને વડાઓને પોતાનો મદદનો હસ્ત તેઓએ રાજીખુશીથી આપ્યો હતો.

કોટ ખાતેની બંગાલી શેઠની કન્યા શાળા, ધોબીતળાવ ઉપરની ગામડીઆ શેઠની કન્યાશાળા, એલેકઝાન્ડ્રા સ્કુલ, યંગ લેડીઝ હાઇસ્કુલ, પ્રીનસેસ હાઇ સ્કુલ ફોર ગર્લ્સ, પરેલની પારસી છોકરાઓ માટેની જે.

એન. પીટીટ ઓરફનેજ, વાંદરા ખાતેની બાઇ આવાંબાઇ પીટીટ પારસી ગર્લ્સ ઓરફનેજ, માટુંગાની ડેવીડ સાસુન રેફરમેટરી, વિગેરે બીજાં ઘણાં કેળવણીખાતાંઓને તેઓએ પોતાની તરેહ તરેહની કીંમતી મદદ અને સલાહ આપી છે, અને તે ખાતાંઓના વડાઓને સલાહ અને સારી દોરવણીનો લાભ આપ્યો છે. એલફીનસ્ટન હાઇ સ્કુલના બુઝર્ગ પ્રીનસીપલ મરહુમ એદલજી તલાટી જેવા પણ આ કેળવણીકારોની સલાહ માટે આરજુ રાખતા હતા.

આમાંનાં ઘણાં ખાતાંઓમાં તેઓએ વરસો સુધી કારોબારીઓ અને સલાહકારો તરીકે કામ બજાવ્યું છે.

આવાં સઘલાં સબળ કારણોને અંગેજ તેઓ મહાન કેળવણીકારોની અનુપમ ઉપમા અને કીર્તિ પોતા પાછળ વાજબી રીતે મેળી ગયા છે.

શેઠો ભરડા અને મરઝબાનની પ્રેમીલી જોડી પોતાનાં કેળવણીને લગતાં આ દુન્યા મધ્યેનાં મીશનમાં ફત્તેહમંદ નીવડી હતી તેની મુખ્ય ચાવી એ હતી કે તેઓ બન્ને આખી જીંદગી સુધી ઉંચામાં ઉંચા આદર્શોથી અને નેમોથી "નોબલ સેલ્ફ-લેસ સોલ્સ" તરીકે કામ બજાવતા રહ્યા હતા. તેઓમાં ફરજનો ખ્યાલ ઘણો ઉંચો હતો. વિદ્યાર્થી આલમ તેમજ પોતાના તાબા હેઠળના શિક્ષકો પ્રત્યેનું તેઓનું વરતન પણ ઘણુંજ ઉંચ અને રીતભાતના નમુનેદાર તરીકાવાળું હતું.

વિદ્યાર્થીઓ પ્રત્યેની તેઓની લાગણી સ્કુલના પ્રીનસીપલો જેવી ધાકધમકીવાલી રહેતી ન હતી, પણ તેઓના પીતા સમાનની હતી. ઉંચામાં ઉંચી ડીસીપ્લીન જાળવવા જેવા દમામદાર રહેતા હતા, છતાં વિદ્યાર્થીઓ તેઓને પોતાના પીતા સમાનના લેખી શકે એટલા પ્યારથી તેઓ સર્વને ચાહતા હતા અને સર્વનો વિશ્વાસ જીતી લેતા હતા. આ બન્ને સાહેબોએ હજારો છોકરા પ્રત્યે દેખાડેલી દયા અને દીલસોજીના દાખલા જો દરેક છોકરો પોતા તરફથી લખીને જાહેરમાં મેલે તો ખચ્ચીતજ એક મોટું વાંચવાલાએકનું પુસ્તક બનાવી શકાય.

કફોડા છોકરાઓની ચાલચલણની સુધારણા માટેના, ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરી તેઓની સગવડ સાચવવાના, વિદ્યાર્થીઓને શિક્ષકો કે બીજા વિદ્યાર્થીઓ તરફથી કોઇપણ પ્રસંગે થતા ગેરઇનસાફો મટાડવાના, વિદ્યાથીઓની કોઇપણ રીતની મુશકેલી કે મુશીબત ટાળવાના, શિક્ષકોના

દુઃખોમાં તેઓને દીલસોજી દેખાડવાના અને બની શકતી મદદનો હાથ લંબાવવામાં-એવા તરેહ તરેહના દયાના દાખલાઓ બન્યા હશે કે જેનું ભાન જેઓને તેવી દયાનો લાભ મલ્યો હશે તેઓનેજ થઇ શકે એમ છે. આજે ઘણા ઇનટેલીજન્ટમાં ખપતા મારા આગળા ચેલાઓને હું ઓળખું છું કે જેઓ જ્યારે મેટ્રીક વર્ગમાં હતા અને ખરાબ ઇલતથી કે ખરાબ સોબત અને વર્તણુથી પોતાની દેહ અને પોતાના જીવનનું નખ્ખોદ વાળવા જેવી રૂઢીએ વર્તતા જણાતા તો પ્રીન્સીપલો મી. ભરડા અને મી. મરઝબાન તઓને પોતાના રૂમમાં ખાનગી મુલાકાતે બોલાવી ઘટતી સલાહ આપીને તેઓને સીધે માર્ગે મેલી દેતા હતા. આજે છોકરાઓને આવી રીતે રાહે મેલવાને તેઓના બાવાજીઓ તરીકે ગણાતા પણ અશક્ત હોય છે. તેવા જમાનામાં મી. મરઝબાને ખરાબ ઇલ્લતમાં પોતાની જવાનીની જીવન શકતી ખર્ચી કાઢનારા ઘણા ઘણા વિદ્યાર્થીઓને શારીરિક નીશાણીઓ ઉપરથી શોધી કાઢી તેઓ પાસે પ્રેમથી તેઓની ભુલો કબુલાવી, તેઓને તે ઇલ્લતમાંથી બચવાનો માર્ગ દેખાડયો છે. જો આવા કમનશીબોને મી. મરઝબાન જેવા કાબેલ, અનુભવી અને પ્રેમીલા ગુરૂ મળ્યા ન હતે તો અથવા તો તેઓ જીંદગીથી તદ્દન રદબાતલ બની ગયા હતે કે નહીં તો કે કમોતે માર્યા પણ ગયા હતે. કદાચીત કોઇને આ વાંચતાં લખાણ અસ્થાગત ભરેલું લાગે એ બનવાજોગ છે, પણ જે ખરેખરા ભોગોને આવી રીતની મુક્તી મલી છે અને જેઓ આજે સંસારી ઉંચી સ્થીતી ભોગવતા હશે તેઓના વાંચવામાં આ હકીકત જો આવશે તો તેઓની યાદદાસ્ત શક્તી, જરૂરજ તેઓને આ મહાન ગુરૂઓને યાદ કરીને મીનોઅમાં તેઓને વૃદ્ધી અને શાંતી ઇચ્છવાની, ફરજ પાડયા વગર રહેશે નહીં. મી. મરઝબાને "આજનો પારસી પોર્યો" કરીને જે નાનું અતી ઉપયોગી ચોપાન્યું પ્રગટ કરાવ્યું હતું તેજ મારાં ઉપલાં અસહ્રાગતી ભરેલાં લખાણની ગવાહી પુરવા પુરતું સાધન છે એમ મારે જણાવવાનું છે.

છોકરાઓ તથા શિક્ષકો પ્રત્યેની પ્રીન્સીપલોની એકસરખી દીલસોજી અને દયાના ઝુડાબંધ દાખલાઓ રજુ કરી શકાય એમ છે. છતાં સ્ટુડન્ટ તથા શિક્ષક તરીકે મારા બાબમાંજ બનેલા એકાદ બે દાખલા રજુ કરવાથી વાંચકોને તે માટે હું પુરતો ભાશ કરાવી શકું એમ છે જેથી તેમ કરવાની લાલચ હું થોભાવી શકતો નથી.

જ્યારે હું મેટ્રીક કલાસમાં એક વિદ્યાર્થી હતો ત્યારે મારી સ્કુલ-ફી હું પોતે કમાઈ કરીને આપતો હતો. વખતસર કાએદા મુજબ નેમેલા છેવટના દિવસે દર મહીને ફી નહીં આપનાર છોકરાને વર્ગ બાહેર રહેવું પડતું હતું. મેં શેઠ કૈકોબાદને મારી સ્થિતિથી વાકેફ કર્યા અને અરજ કરી હતી કે સાહેબ, મારી ફી સગવડે આપી શકું એવી ગોઠવણ મને કરી આપો. તેવણ સાહેબે ઘણો સારો તોડ શોધી કાઢ્યો અને વર્ગના મોનીતરને જણાવ્યું હતું કે જે પણ મહીને હું વખતસર ફી ભરી ન શકું તે મહીને મોનીતરે મારી ફી તેવણની પાસે જઇને વસુલ કરી લેવી અને મારે મારી સગવડ મુજબ તે "લોન" તેવણને સીધ્ધી ભરી દેવી. તમ્મની આખેરીએ જ્યારે બે મહીનાનો પગાર સામટો ભરવાનો વખત આવતો ત્યારે તેમજ પ્રીલીમીનરી એકઝામીનેશન ટાંકણે ચાર મહીનાનો પગાર સામટો ભરવો પડતો હતો, ત્યારે પણ પ્રીનસીપલ મહેરબાન સઘલા મહીનાની સામટી ફી પોતે મોનીતરને ચુકવી આપતા અને મારે દર મહીને મહીને ફી તેવણ સાહેબને જઇને ભરી દેવાની હતી. આવી ગોઠવણથી સ્કુલના કાએદા જાળવવાની ડીસીપ્લીન તેમજ મારા જેવાની અગવડ સાચવવાનો તોડ એ બન્ને ચીજો સરળતાથી થઇ શકતી હતી. કારોબાર ચલાવવાની કુનેહ અને દયા એ બન્ને ચીજો ઉપલા દાખલાથી પુરવાર થઇ શકે છે.

શિક્ષક બનવા પછીથી પણ મને નાણાં સંબંધની મદદો વારે ઘડીએ આપીને તેવણ સાહેબે મુજ પ્રત્યે દયા તથા દીલસોઝી દેખાડી હતી. કોઇપણ અડીભીડીએ જઇને માંગતાં વી. મહેરબાને નાણાંની નાની મોટી રકમો મને અવારનીવાર ધીરી હતી. અલબત્તાં તે રકમ દર મહીનાના હફતાથી ભરપાઇ કરવામાં આવતી હતી. કાંઇ મારા એકલાના સંબંધમાંજ તેવણ આવી દયા દેખાડતા હતા એમ પણ ન હતું. "ટીચર્સ બેનીફીટ ફંડ" જેવું એક અલાહેદું ખાતું તેવણે રાખ્યું હતું. જેમાંથી તેવણ આવી મદદો મારી હાલતના જેવી સ્થીતીના શિક્ષકોને આપતા હતા. આ તેવણની પોતાના ગરીબ સ્થિતિના મદદનીશ શિક્ષકો પ્રત્યેની દીલસોઝી અને તેવણના જીગરમાં વાસો કરી રહેલી દયાનો ભાસ કરાવે એવી બીના હોવાથી તે અત્રે દરશાવવાની જરૂર મેં પીછાણી છે.

આજથી પાંત્રીસ વરસની વાત ઉપર જ્યારે હું નિશાળમાં એક

બીન અનુભવી અને કાચા શિક્ષક તરીકે કામ કરતો હતો, ત્યારે કુંવારો અને બાળબચ્ચાં વગરનો હતો અને તેથી કુદરતી રીતેજ આકરા સ્વભાવનો અને જુના જમાનાના શિક્ષકો જેવો લગાર કઠણ હઇઆનો પણ હતો ખરો. ચકરબતી કે વીખડેલ છોકરાઓને કાનફતરીઓ ખેંચવામાં, ધબ્બાઓ લગાવવામાં, અને ફટકાઓ ઝારવામાં લગાર એક જાતનો "એક્ષપર્ટ" શિક્ષક હું હતો. છોકરાઓનું લાસરીઆપણું, બેફાઇ, અઇઆસીપણું, સતામણી કે એવી ખોડ ખાપણો સહણ કરવા જેતું મારૂં મન ઘડાએલું કે કસાએલું ન હતું. આવો કોઇપણ જોગ ઉભો થતો તો તે સહન કરવાની જોઇતી ધીરજ કે કુશળતાની ભારે કોતાહી મારામાં હતી અને પરિણામ એ આવતું કે બીચારા છોકરાની એક યા બીજી રીતે કમબખ્તી જાગતી. ટુંકમાં કહું તો હું લગાર કરડા દોળાનો અને ધાકધમકી તથા બુમ બરાડાથી છોકરાઓને વશ કરવાવાળો એક જુના જમાનાના શિક્ષકો જેવો હતો, જેથી છોકરાઓ બકરાં મેંઢાં વાઘના બરાડા સમજી જેમ ધ્રુજતાં ફરે તેમ મારાથી તરખાતા હતા. એક દિવસ એક તેવા કંટાળાભરેલા છોકરાને ઠોકવા માટે મી. મરઝબાન પાસે, મોનીતરને મોકલીને, મેં નેતર મંગાવી. નેતર તો તેવણ સાહેબે આપી પણ આ નેતરનો ઉપયોગ હું કેમ કરૂં છું તે જોવા તેવણ પોતાનું કામકાજ છોડીને વકી ન રાખી શકાય કે કલ્પી ન શકાય એવી રીતે મોનીતરની પાછળજ એક બે મીનીટમાં દાદર ચઢીને મારા વર્ગ તરફ ધીમે કદમે કોઇ જોઇ જાણી ન શકે તેમ આવી ઉભા. છોકરાને ફટકા ઝીલવા હાથ લાંબો કરવા મેં હુકમ કર્યો. એક બે ફટકા ઝીલવા પછીથી તરખાટના મારેલાએ વધુવાર હાથ નહીં લંબાવવાની હુજ્જત પકડી. એટલે પછી આ નવા બનેલા શિક્ષકને પુછવુંજ શું પડે? ગુસ્સાના આવેશમાં બરડો, પગો એમ જેમ ફેરવાય તેમ પટાબાજી કરી ગુસ્સો ખાલી કીધો. જાણે નરા બાઉન્ડરી સ્ત્રોકસ પડતા હતા. છોકરાને વધુ શિક્ષાથી બચાવવા મી. મરઝબાને હવે દેખાવ દીધો. તેવણના દેખાવથીજ મારો દેખાવ જોવા જેવો થઇ ગયો. તેવણ સાહેબ આવી રીતે દેખાવ દઇને ચાલી ગયા. પાછળથી સીપાઇ મારફતે કેહેણ મળ્યું કે કામ ખલાસ થતાં મારે તેવણ સાહેબને રૂમમાં મલવું. આ મેલાપ વખતે તેવણ સાહેબે જે ચુકાદો આપ્યો તે આટલોજ હતો કે "મી. હોમાવજીર, મેં

જોયું છે કે તમો નેતર વાપડવાને લાયકના શિક્ષક નથી, માટે હવેથી કોઇપણ વખત તમારે નેતર મારી પાસથી મંગાવવી નહીં."

સ્કુલમાં વિદ્યાર્થીઓ કે શિક્ષક ઓચીંતા બીમાર પડતાં કે કાંઇ અકસમાતનો ભોગ થઇ પડતાં ન્યુ હાઇ સ્કુલના આ માનવંત માલેકોએ જે પઇસા ખરચી શકાય તે ખરચી કાઢવાની કદી પણ કચાસ બતાવી નથી. ડોકતરને બોલાવી તેની ફી ચુકવવી, તેની ઘટતી સારવાર પછી ગાડીભાડાં ખરચી તેને સુખસગવડથી ઘરે પોંહોંચાડવો, તેની કાલજીપુર્વક ખબરઅંતર મેલવ્યા કરવી, એ સઘળું શું પુરવાર કરે છે? એજ કે તેઓ પોતાના સ્વાધીનમાં સોંપાયલા જીવો માટે ઘણાજ કાળજીપુર્વક અને દીલસોજી ભરેલો ખવાસ ધરાવનારા સાહેબો હતા.

મી. મરઝબાનની દુરઅંદેશી અને દુન્યાદારી સર્વ જાતનો અનુભવ કેવા ઉમદા પ્રકારનાં હતાં તે આ એક નીચલા બનાવ ઉપરથી સમજી શકાશે.

દાદર પારસી કોલોનીમાં "પટેલ સ્ટુડન્ટસ હોમ" નામની એક સંસ્થા છે, જેમાં બાહેરગામના જે છોકરાઓ મુંબઇની કોલેજોમાં અભ્યાસ કરતા હોય તેઓને રહેવાની સગવડ પુરી પાડવામાં આવી છે. આ હોમના મરહુમ શેઠ કૈકોબાદ એક મેનેજીંગ ત્રસ્ટી હતા, આ હોમમાં સ્ટુડન્સ ઉપર દેખરેખ રાખતા સુપ્રીનટેનડન્ટને આખું કુટુંબ રહી શકે એટલી પોખાળ જગા મુફતની વાપડવા મલે છે. માસીક મુસારા જેવું કશું મલતું નથી. આ હોમમાં શરૂઆતથી કેટલાંક વરસો સુધી એક ઉંચી કેળવણી લીધેલા અને સારો ઓધ્ધો ધરાવનારા ગ્રહસ્થ, સુપ્રીનટેનડન્ટ તરીકે નેમાયા હતા. તેવણના અતી દીલસોઝ ધણીઆણી આ હોમના વિદ્યાર્થીઓની ઘણી સારી સંભાળ કાળજીથી લેતાં હતાં. આ બન્ને ધણીધણીયાણી મારાં અંગત મિત્રો અને દીલસોઝ ખેરખાહ છે. જયારે આ ભલા સુપ્રીનટેનડન્ટ આ કામથી કોઇક કારણુસર ફારેગ થયા ત્યારે શેઠ કૈકોબાદની નજર મારી તરફ ફરી અને આ ઓધ્ધો આપવાને તેવણની પસંદગી મારી ઉપર ઉતરી. તેવણ સાહેબે મને બોલાવી સઘલી શરતો જણાવી. બે દિવસનો વિચાર ચલાવવા માટેનો વખત પણ બક્ષ્યો. તેવણ સાહેબની શરતોમાંની એકમાં મેં થોડો ફેરફાર કરવાની સુચના કરી તે આ હતી કે મારાં કુટુંબે મારાં તે વેળાનાં સસ્તાં ભાડાનાં જે ઘેરમાં હું રહેતો હતો ત્યાંજ રહેવું અને મારે પટેલ હોમમાં

એક ઓરડામાં ઓરીસ જેવું રાખીને રહેવું અને બીજા ઓરડાઓમાં વધારાના સ્ટુડન્ટસ રાખી તેમાંથી મને ઘટતું "ઓનરેરીઅમ" આપવું. એવી ગોઠવણ શેઠ મરઝબાનને કરવા મેં અરજ કરી હતી. રજુ કીધેલી સુધારાવાલી ઉપલી માગણીના સંબંધમાં જે દલીલો મેં રજુ કરી હતી તેથી મી. મરઝબાન ખુશ થયા હતા ખરા, પણ મારી માંગણીનો તો તેવણે હસીને અસ્વીકાર કર્યો હતો. હવે એવું બન્યું કે ઓધ્ધો છોડનારા સુપ્રીનટેનડન્ટનાં ધણીઆણીએ જ્યારે જાણ્યું કે મને તે ઓધ્ધો, ઉપર જણાવેલાં કારણસર ન મલનાર હતો, ત્યારે તેવણે મારે માટેની ઘણી તારીફલાએક ભલામણ મી. મરઝબાન સમક્ષ કરી હતી, અને મારી નીમણુંક તદનજ બંધબેસ્તી થઇ પડશે એમ તેવણને જણાવ્યું. ત્યારે મી. મરઝબાને ખોલાસો કર્યો કે "બાઇ, એવણ તો એક ઓરડામાં ઓરીસ જેવું રાખી ત્યાં રહેવા માંગે છે અને થોડુંક ઓનરેરીઅમ માગે છે જ્યારે બૈરી છોકરાંઓને જ્યાં રહે છે ત્યાંજ રાખવા ઇચ્છે છે. એમ કેમ બને? નહીં, નહીં, એ કદી બની શકેજ નહિં. ધણીધણીઆણીને શું આપણે એકમેકથી પૈસાને ખાતર છુટાં પાડીએ?" કેવો દુન્યાદારી અનુભવ અને કેવું દુરઅંદેશીભરેલું વિચારનું ડાવકાપણું!

મી. ભરડાના સંબંધમાં પણ મારી સાથના બનેલા બનાવો ઘણા રસીલા છે. પણ આ સઘલું લખીને પાણાંઓ ભરવાની મારી નેમ નથી, એટલે હું આ દાખલાઓ રજુ કરતો અહીંજ અટકીશ.

વિદ્યાર્થીઓના જેમ આ સાહેબો પીતા સમાન હતા તેજ મુજબ પોતાના તાબા હેઠળના મદદનીશ શિક્ષકોના તેઓ સાચ્ચા અને દીલસોઝ મિત્રો સમાન હતા. પોતાના મદદનીશોને આ સાહેબો હમેશાં પોતાના "કલીગ્સ" તરીકેજ ઓળખતા અને તે રીતનુંજ તેઓ સાથ વર્તન ચલાવતા રહ્યા હતા. અલબતાં તેમ કરતાં પોતાનો દબદબો જાળવવામાં તેઓ કચાસ ન રાખતા હતા. આ સાહેબો અને શિક્ષકો વચ્ચેના વેહેવારનો જ્યારે હું ખ્યાલ કરૂં છું ત્યારે જો મારા એકલા તરફનુંજ તે માટેનું મત અત્રે રજુ કરૂં તો હું એમજ કહી શકું છું કે આવા શેઠયાઓના ગુજર પામવાથી મારા જેવાઓના તો જાણે ધર્મ-પીતાઓજ ગુજર પામ્યા છે. મી. મરઝબાનની શોક-સભા વેળાએ બોલવાની મને તક મલી હતી ત્યાં પણ મેં આ મારા અંતરના ઉદ્ગારો રજુ કર્યા હતા

અને વધુમાં જણાવ્યું હતું કે હમો શિક્ષકોના શરીર ઉપરનાં રૂવાંઓ પણ આ દીલસોઝ શેઠીઆઓનેજ આભારી હતાં કે જેઓ હમોને નોકરો માફક નહીં પણ પોતાના મદદનીશો અને મિત્રો માફક ચાહી ગયા છે.

જ્યારે શેઠ કૈકોબાદ મરઝબાન ગુજર પામ્યા ત્યારે હમારા સ્ટાફના ગ્રાન્ડ ઓલ્ડ મેન મી. ગનદેવીઆ મારી આગળ ધાર ધાર રડી પડીયા હતા અને સાથે મને પણ રડાવ્યો હતો. જેવાણુ પણ આએજ ઉદગાર કાઢતા હતા કે "મારો તો આજે બાપજ મરી ગયો છે."

માસ્તરો તરફની ભલી લાગણી તથા દીલસોઝીના દાખલાઓ જેટલા હું જાણું છું તેટલાજ જો લખું તો આ નાની કેતાબનું કદ ફુલાઇ જવા પામે. શિક્ષકોની બીમારી પ્રત્યે કે શિક્ષકના કુટુંબમાં કંઇ ગમખ્વાર બનાવ બનવા પ્રસંગે, આ સાહેબો શિક્ષકોના દુઃખના ભાગ્યા સમાનના મુરબ્બી શેઠયાઓ તરીકેનું જે વર્તન દાખવતા હતા તેનો ખાસ સમાવેશ આવી ભલી લાગણીઓમાં થઇ જાય છે.

શિક્ષકોના દુઃખના ભાગીઆ જેમ બનતા હતા તેમ સુખના સાથીઓ પણ તેઓ બનતા હતા અને તેઓને ત્યાંના સારારૂડા પ્રસંગોએ રૂપીઆ એકાવનના ચાંલ્લાની શરૂઆત સાથ શિક્ષકોમાં તેઓ માટે લીસ્ટ ફરતું કરતા હતા અને તેવી ખુશાલીમાં શિક્ષકો ભેગા સામેલ થઇ સુખીઆરા કુટુંબ મીસાલ ભેલાઇને સઘલાને માન તથા શોભા આપતા હતા.

શિક્ષકોની ખામીઓ, કસુરો અને કેટલીક વેળા તો મોટા ગણી શકાય એવા ગુનાહો બનતી વખતે જે કુનેહ કારસાજીથી આ સાહેબો તેઓ પ્રત્યે જે વર્તણુ ચલાવતા હતા તે માટે જો ભરમમાં લખીને વાંચકોને ખ્યાલ કરાઉં તો એમજ ટુંકમાં લખી શકું છું કે જે માણસોને બીજો કોઇ પણ શેઠ કે શેઠીઆઓ ભાગ્યેજ ચલાવી કે નીભાવી લઇ શકે તેઓને આ શેઠયાઓએ સંખ્યાબંધ કસુરો, ખામીઓ અને ગુનાહો કરવા છતાં નીભાવી રાખ્યા હતા. આ સાહેબોનો પોતાનું ખાતું નીભાવવા અને તેને લોકપ્રીય બનાવવાના સંબંધમાં જાણે આવો નીયમજ હતો કે પોતાના ખાતામાં એક વાર જોડાએલો મદદનીશ જ્યાં સુધી પોતાની રાજી ખુશીથી ચાકરી છોડી જાય નહીં ત્યાંસુધી ગમે તેવું કારણ મળવા છતાં તેને કદી પોતે રજા આપતા નહી.

મારા મરહુમ મુરબ્બી શેઠયાઓના જીગરની મોટાઇ પુરવાર કરવા તથા

કારોબાર ચલાવવાની તેઓની કુશળતાભરેલી કાબેલીઅતનો ખ્યાલ વાંચકોને કરાવવા મારી કલમે અતરે જે સત્રલું ચીતાયું છે તેથી મારાં મનને અતી આનંદ થાય છે કે મારી ફરજનું થોડુંક પણ કરજ મેં અદા કર્યું છે.

## ભરડા મરઝબાન શેઠોની જાહેર સેવાઓ

માણસ જ્યારે પોતાનો ને પોતાનાંઓનોજ ખ્યાલ હઇએ રાખીને જીવી જાય છે ત્યારે તેની યાદ વખતના વેહેવા સાથ બલકે ટુંક વખતમાંજ વીસરાઇ જાય છે પણ જે ખુદાના પ્યારાઓ ભોગ આપનારી જીંદગીએ જીવી પરોપકારીપણું કે જનસેવા બજાવી જાય છે, તેઓની વહાલભરેલી યાદ વખતનો જુલમી દોર પણ કદી ભુસી શકતો નથી અને તેઓનાં નામ હંમેશાં આભારી જીગરો સાથ માણસો દાહેકાઓ બલકે સદીઓ સુધી યાદ રાખે છે.

મી. ભરડા અને મી. મરઝબાન જો માત્ર સ્વાર્થી જીવનેજ જીવી ગયા હતે તો આજે તેઓ માટે લખવા જેવું કશુંજ રહ્યું ન હતે અને તેઓના ગુજર પામવા બાદ તેઓ માટે સભાઓ ભરવાની જરૂરજ કોઇને ન જણાતે.

આ બન્ને સાહેબોએ પારસી છોકરાઓની જે. એન. પીટીટ ઓરફનેજ તથા પારસી છોકરીઓની બાઇ આવાંબાઇ પીટીટ ઓરફનેજ માટે ઘણી ઉમદા સેવા બજાવી છે. આ બન્ને ખાતાના તેઓ કારોબારીઓ હતા.

ગર્લ્સ ઓરફનેજના તો આ બન્ને સાહેબો જાણે કે જીવજાન જેવાજ હતા. આ ખાતાંના ભલા માટે તેઓ જીવતોડ જેહેમત કરતા હતા. એટલુંજ નહીં પણ ત્યાં શિક્ષણોની ચોક્કસ બાબતો શીખવવા તથા પરિક્ષાઓ લેવા પોતાની શાળાના સ્ટાફને પોતાને ખરચે મોકલતા હતા. આ અદના લખનારને આવી રીતે હાઇજીનના ભાષાણો આપવા માટે તથા "નેચર સ્ટડી" અને "ફીઝીકલ જ્યોગ્રાફી"નાં વિષયોની પરિક્ષાઓ લેવા માટે વરસો સુધી શેઠ કેકોબાદે આ ખાતામાં મોકલ્યો હતો. ભરડા શેઠના ગુજર પામવા બાદ તેવણનાં ભલાં મરહુમ ધણીઆણી બાઇજી કુંવરબાઇ તથા બેટી ખુરશેદબાનુએ પોતાના મુરબ્બી વડીલનાં પુન અર્થે રૂપીઆ એક લાખ જેટલી ધરખમ રકમ આ ખાતાને બક્ષી છે અને વધુમાં પોતાના મુરબ્બી વડીલની માફકજ આ ખાતાંની ઉમદા સેવા બજાવવાની ચાલુ રાખી હતી અને ખુરશેદબાનુ હજી સુધી તે

ખાતામાં પોતાનાં વ્હાલાં માત પીતાનીજ માફક શેખની સેવા બજાવે છે. મારા હાલના જવાન શેઠયાઓ મરઝબાન ભાઇઓ પણ પોતાના પીતાજીને પગલે ચાલીને બની શકતી સઘલી સેવાઓ આ ખાતાંને આપતા રહ્યા છે.

મી. ભરડાની મજબૂત માન્યતા એ હતી કે છોકરા કે છોકરીઓનાં કેળવનારાંઓ સારી રીતે કેળવણી આપવાનો અનુભવ ધરાવનારાં હોવાં જોઇએ અને તેથી તેવણ ખાસ કરીને શિક્ષકો માટે તાલીમ આપવાના વર્ગો ચલાવતા હતા. પોતે સ્થાપેલી નિશાળના શરૂઆતના તબક્કામાં તેવણે આવા વર્ગો પોતાના મદદનીશ શિક્ષકો માટે ચલાવ્યા હતા. શિક્ષકોને ઉત્તેજન આપવા કહો કે પોતાની નેમ પાર પાડવામાં મદદરૂપ બનાવવા કહો એ એમાંથી કોઇપણ કારણસર તેવણ શિક્ષકોમાં હરીફાઇ વટીક કરાવતા હતા. હું જો ખોટો નહી હોવું તો આવું એક સુંદર ઇનામ મી. એરચશાહ કરાણી માસ્તર એક વખત જીતી ગયા હતા જેવણની આજે ૪૭ વરસોની સ્કુલ પ્રત્યેની સેવાઓ નોંધાઇ છે.

આ ઉપરાંત તેવણ અને મી. મરઝબાન પોતાના "ફ્રી પીરીઅડસ" નો ભોગ આપીને કલાસે કલાસ જઇને જે પણ લેસન ચાલતું હોય તે પોતે જાતે શીખવવા મંડી જઇને શિક્ષકને શિક્ષણ આપવાની રૂઢી શીખવતા હતા.

આવું કામ મી. ભરડાએ માત્ર પોતાની શાળાના શિક્ષકો માટેજ કરીને સંતોષ પકડયો નથી પણ તેવણ બંગાળી તથા ગામડીઆ સ્કુલો તેમજ ગર્લ્સ ઓરફનેજનાં શિક્ષકો માટે પણ કરતા રહ્યા હતા અને "એસ્ત્રોનોમી" વિગેરેનાં ભાષણોની હારમાળા લેનટર્ન-સ્લાઇડસ દેખાડીને આપતા હતા.

આ બન્ને સાહેબોએ મુંબઇની યુનીવરસીટીની ઉત્તમ સેવાઓ વરસો સુધી બજાવી છે. મુંબઇની શાળાઓના વડાઓએ વરસો સુધી તેઓની ચુંટણી કરીને તેઓને જે અનુપમ માન આપવું ચાલુ રાખ્યું હતું એજ પુરતી ગવાહી છે કે તેઓનો મહાન કેળવણીકાર તરીકે સઘલાઓ સ્વીકાર કરતા હતા. સેનેટરો તરીકે સ્વતંત્રપણે અને હીંમતભરેલા વીચારો જાહેર કરીને તેઓએ કેળવણીની અને વિદ્યાર્થી આલમની ઉંચામાં ઉંચી પરગજુ સેવાઓ બેશક બજાવી છે.

૪

મી. ભરડા અને મી. મરઝબાન આખા એક દાએકા સુધી યુની-વરસીટીના ફેલોઝ હતા.

મી. ભરડાએ દેવીડ સાસુન રેફરમેટરીના કારોબારી સભ્ય તરીકે પોતાની જીંદગીનાં છેલ્લાં ત્રણ વરસો સુધી ઘણી સુંદર સેવા બજાવી હતી.

ઉદવાડા ગામના મોબેદોનાં ફરઝંદોની કેળવણી વધારવા માટે તો ભારે અપજશ વેઠીને પણ મી. ભરડાએ સેવા બજાવી હતી.

જે. એન. પીટીટ લાઇબ્રેરીના વરસો સુધી ઉલટમંદ કાર્યવાહકો બન્ને સાહેબો હતા.

સ્કુલ-લીવીંગ એકઝામીનેશન બૉર્ડ ઉપર બીરાજીને પણ આ સાહેબોએ ઘણી સારી સેવા કેળવણી લેનારી આલમની બજાવી છે.

ટીચર્સ એસોસીએશનને આગળ વધારવામાં ઘણી સારી દોરવણી આ સાહેબોએ કરી હતી અને શિક્ષકોની કોનફરન્સ ભરવાનાં રૂડાં કામનો આરંભ કરીને ઉલટમંદીથી તે કામ આગળ ધપાવ્યું હતું.

જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળીની કોટ ખાતેની બેંગાલી સ્કુલ અને ધોબીતલાવ ખાતેની ગામડીઆ સ્કુલના કારોબારીઓ તરીકે પણ તેઓએ વરસો સુધી કામ બજાવ્યું હતું.

મી. મરઝબાન અંગ કસરતની તાલીમને કેળવણીના એક અંગ સમાન લેખતા હતા. તેવણની આ મક્કમ માન્યતા અને શોખને અંગે તેવણે વરસો સુધી ધોબીતળાવ ઉપરનાં પીટીટ જીમનેશીઅમના એક ઓધ્ધેદાર કારોબારી તરીકે અને બોમ્બે સ્કાઉટ એસોસીએશનના એક ઓધ્ધેદાર કારોબારી તરીકે પોતાની સેવાઓ અર્પી હતી.

બોમ્બે હાઇ સ્કુલ્સ એથ્લેટીક્સ એસોસીએશનના પણ તેવણ સાહેબ ઘણો લાંબો વખત સુધી એક ઉમંગી કાર્યવાહક હતા.

દાદર પારસી કોલોની ખાતે પટેલ ખાનદાને સ્થાપેલાં "પટેલ સ્ટુડન્ટસ હોમ" ના મી. મરઝબાન શરૂઆતથી તે આખેર સુધીના એક મેનેજીંગ ટ્રસ્ટી હતા. ખંડાલાની જેહાંગીર મરઝબાન સેનીટેરીઅમના મી. મરઝબાન એક ટ્રસ્ટી હતા.

આ અને એવી અનેક કેળવણી સંસ્થાઓ સાથના સેવાભાવી સંબંધો આ બન્ને સાહેબોએ સાંધ્યા હતા. એ દેખાડી આપે છે કે કેળવણીનો ફેલાવો ચોમેર જેમ બને તેમ મોટા પ્રમાણમાં કરવા આ

સાહેબો આતુર હતા, અને સેવાનો બની શકતો સઘળો ફાળો તે નેમ પાર પાડવા આપતા હતા.

તેઓની જીંદગીની નેમજ કેળવણીની સેવા કરવાની હતી અને તે નેમ હરહંમેશ નજર સમક્ષ ધરીનેજ તે સાહેબોએ આખી જીંદગી કાર્ય બજાવ્યું હતું અને તેથી તેઓ પોતાના આ મીશનમાં ફત્તેહમંદ નીવડયા હતા. આ તેઓની નેમજ તેઓની જીંદગીની ફત્તેહની ચાવી સમાન હતી.

મી. ભરડા ઉદવાડા અને દમણની અનજુમનોના આત્મા સમાન હતા અને આ બન્ને અનજુમનોના લાભાર્થે તનતોડ સેવાઓ તેવણે વડા ત્રસ્ટી તરીકે બજાવી હતી. ઉદવાડાના અથોરનાન ભાઇઓ સંબંધી તેવણને ઘણોજ ચાહ હતો અને તેઓની સુધારણા માટે એક સાચ્ચા રહેબર અને ખેરખાહ તરીકે તેવણે કામ બજાવ્યું હતું. દમણના દખમાની જગા માટે સરકારી જમીન મેલવી આપવામાં તેવણે અનજુમનની ઘણી સરસ સેવા બજાવી હતી.

પોતાની સ્કુલ ચલાવવાની ભારે જંજાલો અને થાકવી નાખનારા લગભગ બાર કલાકો જેટલા દિવસના અર્ધાઅર્ધ ભાગનો રોકાણમાં ઉપયોગ રાખવા ઉપરાંત આટલી બધી બીજી શાખની સેવાઓ બજાવવી એ કાંઇ બધાના નશીબમાં હોતુંજ નથી. ભાગ્યશાળીઓજ બલકે ખુદાની પસંદગીના થોડાંક ઇનસાનોજ આવાં રૂડાં કામ કરી શકે છે.

## શેઠો ભરડા અને મરઝબાનની જીંદગી ઉપરથી ઉપજતા વિચારો.

આ ધરતી ઉપર લાખો જન્મે છે અને લાખો મરે છે પણ ઘણાજ જુજ કે અતી નાની ગણત્રીનાજ આસામીઓ શેઠો જાલભાઇ ભરડા અને કેકોબાદ મરઝબાનના જેવા ઉંચ આદરશોનું જીવન ગાળે છે, તેઓ જ્યારે આ ફાની દુન્યા છોડી જાય છે, ત્યારે જલદીથી ભુલાઇ જવાતા નથી, પણ પેહેડી દર પેહડી તેઓની યાદ થતી રહીને ગુજર પામેલા હોવા છતાં જાણે જીવતા ને જીવતાજ રહે છે, અને પેલી કહેતી "Dead are the monitors of the living" મુજબ જીવતાંઓનાં રૂડાં જીવન માટે માર્ગદર્શક પુરવાર થાય છે.

પારસી કોમ ઘઉંમાં કાંકરા સમાનની વસ્તી ધરાવતી દુન્યાની

સર્વથી નાનામાં નાની કોમ હોવા છતાં "પારસી પ્રકાશના" પોથાઓમાં આવાં સેંકડો નરનારો સજીવન જીંદગીની અમગીર્ ભોગવતાં જણાય છે. તો આવા નરનારોની ખોટ પુરવા માટે ઉધરતી ઓલાદે ચાલુ તત્પર રહેવા હોંશીલા બનવું જોઇએ છે અને જવાનોએ આવાં રૂડાં ચારિત્રોવાલા જીવનવૃતાંતો વાંચી તેઓને પગલે ચાલવાની ફરજ બજાવવી જોઈએ છે. આવા આવા નરોની "Hero Worship" કરવાના સદ્દગુણથીજ આપણે તેઓ તરફ વફાદાર નીવડેલાં લેખા શકાઇએ. કમનસીબે હીંદ જેવા દેશમાં આવા મહાન નરોની ખરી કદર તેઓની જીંદગી દરમ્યાનમાં વખતસર બુજવા આપણી નામદાર સરકાર વટીક ઘણી પછાત પડે છે. તેની ગતી ઘણી ધીમે કદમે ચાલતી રહેલી જણાય છે. નહીં તો શેઠો ભરડા મરઝબાન જેવા મહાન નરો "સર-નાઇટ" ના ખેતાબધારીઓ બનતા રહી જવા પામે ખરા કે?

એ સઘળું સરજતની વાતનું કામ છે ખુદા અને નસીબમાં મારા જેવાં માનનારાંઓ એમજ સંતોષ લઇ શકે કે ઇનસાનની સરજતમાં જે લખાયલું હોય તેજ ખરૂં. એટલે એ સઘલાં બાકી માન પાન, ચાંદની વાત બાજુ મેલતાં આપણે શેઠો ભરડા અને મરઝબાનની જીંદગી ઉપરથી જે થોડાક સુંદર ખ્યાલો ઉપસ્થિત થાય છે તે ઉપર મનન કરીશું.

યુનીવરસીટીની હાલમાં સાધારણ જેવી લેખાતી માત્ર B. A. ની પરીક્ષા પસાર કરેલા બે સાહેબો દુન્યા મધ્યેનાં પોતાના "મીશન"માં આટલા બધા વિખ્યાતી પામેલા બનવા પામ્યા એની મકસદ શું એ સવાલ તુરત આપણાં ખ્યાલમાં બરપા થવા વગર રહી શકતો નથી. આજે "ડબલ ડીગ્રીઝ" ધરાવનારાં નરનારોની કોમમાં કંઇ ખોટ કે ટોટો નથી પણ તે સઘળાં નરનારો સાધારણ જીવનો ગાળે છે. બલકે તેમાં પણ કેટલાંક અજબ હાડમારી અને હાંડસાઓ સાથ વખત પુરો કરે છે, જ્યારે આ બે જીવડાઓ પોતાની કેળવણી લેવાનું કામ પુરૂં થતાં સાથેજ આટલા સરસ રીતની કામગીરીએ આગળ અને આગળ ધપ્યા અને છેવટ કીર્તીનો કોટ પોતા માટે બાંધી ગયા અને તેનો ધમરાટ ફેલાતો કરી ગયા એમાં ફત્તેહની શી રીતની કળા ભરેલી ચાવી કામે લાગેલી હોવી જોઇએ એ વિચાર ઉપર થોડુંક ગંભીર મનન કરવામાં આવે તોજ આ જીવનવૃતાંતો વાંચવાનો લાભ બરપા કરી શકાય.

આપણે જ્યારે જીંદગીની ફત્તેહ કે ફત્તેહમંદ જીંદગી માટે વાતો કરીએ છીએ ત્યારે આ ફત્તેહ એ શું ચીજ છે, તે કેમ મેળવી શકાય છે કે મળી શકે છે, વિગેરે કાંઇપણ બાબત જાણવાની કાળજી વગરજ તેમ કરીએ છીએ. ફત્તેહ તે શું કાંઇ એકાદ મોટું ઇનામ છે કે જે મેલવવાનાં વલખાં મારવાનાં હોય છે? શું તે દોલત મેલવી જમા કરવાની કળામાં સમાયલી છે. બીજાઓ કરતાં ચીજો વધારે સારી રીતે કરવાની તાકાત કે શક્તી ધરાવવામાં તેનો સમાવેશ થયલો છે? આ રીતે કે પેલી રીતે વર્તન ચલાવીને કોઇ પણ બાબતમાં બીજાંઓ કરતાં આગળ વધી જવામાં કે ચઢયાતાપણું ભોગવવાની તલબ ધરાવવામાં આ ફત્તેહમંદીનો ભાવાર્થ રહેલો છે? જેઓ કરતાં આપણે આગળ વધી ગયાં કે જે કામ આપણે કરી શકયા તે જેઓ પાર ન ઉતારી શકયા તેઓ તરફની આપણે વાખવાખી કે શાબાશી મેલવવાથી શું આપણે આપણને ફત્તેહમંદ નીવડેલાં લેખી શકાવીશું? ખરાં શાંત મગજે અને મનની મોહટાઇ સાથ આ સઘલા સવાલો જો તપાસીશું તો માલમ પડવા વગર રહેશે નહીંજ કે ઉપર વર્ણવેલી કોઇ પણ રીતની ફત્તેહ એ ખરી ફત્તેહ નથીજ, કારણ કે તે આપણને કદી પણ મનનો સંતોષ અને ખુશાળી લાવી આપનારી નથી.

ખરી ફત્તેહ તો તેજ ગણાશે કે જે આપણા મનને પુરેપુરો સંતોષ અને સુખ લાવી આપનારી હશે, અને તેવી ફત્તેહ તે આપણી અંદર વાસો કરી રહેલી એક ગુપ્ત ચીજ છે જે મનની મોહટાઇ છે. તે મનની મોહટાઇ ધરાવવા સાથ દુન્યામાં આપણી સરજતમાં આવી પડેલું જે પણ નાનું કે મોટું કામ કરવા મઠીએ, ત્યારે તે માટે કોઇક ચોક્કસ ઉંચ નેમ ધ્યાનમાં રાખીને જો તે કરવુ શરૂ કરીને અને તે પાછળ તન અને મન ઉદ્યમથી અને પ્રમાણીક નીષ્ટાથી રોકીએ તો આયંદે જે પરીણામ આવવા પામશે તેનાથી થોડી કે ઘણી ખુશાલી આપણાં જીગરને પ્રાપ્ત થશે અને તેજ આપણી જીંદગીની ખરેખરી ફત્તેહ લેખાશે. વિદ્વાનોએ આ બાબતમાં દીધેલી શીખામણો કે દાનેશમંદોએ તે માટેનો બતાવેલો નુસકો સમાનનો રાહ જો આપણે અખત્યાર કરીશું તો કોઇપણ કામમાં ફત્તેહ જરૂરજ મલશે.

મેસર્સ ભરડા અને મરઝબાને પોતાની જીંદગીની નેમ તરીકે

કેળવણી આપવાના શિક્ષકનાં ધંધાનો અંગીકાર કીધો અને તે માટે ઉંચી નેમ નજર સમક્ષ ધરી કે કેળવણી આપવાની રૂઢીઓની ખામીઓ દુર કરીને તથા તેમાં જોઇતા સુધારા વધારા આમેજ કરીને ઉછરતી ઓલાદની કાંઇક સંગીન સેવા બજાવવી. આ નેમ પાર પાડવા તેઓએ કસદ કર્યો અને દિવસનો અની મોટો ભાગ તે પાછળ રોકીને ભારે શ્રમ લીધો અને બીજી ત્રીજી જીંદગીની મોજમજાહેનો મોટો ભોગ આપ્યો. આખરે પરિણામે તેઓ માટે આનંદે આપણે મગરૂરી સાથ બોલીએ છીએ કે તેઓ ખરી જીંદગી જોગવી ગયા છે. ફત્તેહની ચાવી સમાનની એક "એસેસંસ્ટ" ની શીખામણ અતરે લખવાથી આ હકીકત સમજાશે, તે કહે છે કે, "Success means doing all that we can do as well as we can do it. This may be work, or it may be play. It may be something of importance or it may be something of seemingly little account; but unless we do it well, and do to the best of our ability, it will not achieve success."

એક જીંદગીને ફત્તેહમંદ બનાવવા માટે ઇનસાને પહેલાં પોતાનાં હાથ ધરેલાં કામ ઉપર પસંદગીની મોહોર મારવી જોઇએ છે, પછી તે કામને દીન પર દીન વધારે ઝમકદાર અને ઉપયોગી બનાવવાની ટેવો પાડવી જોઇએ છે, કે કામ કરવામાં ખુશાલી અને મોજનો અંશ સમાયલો હોવો જોઇએ છે કે જે માટે જીગરને આનંદી અને સંતોષી રાખવાની ચાલુ કોશેશ કરવી પડે છે અને તજોડ પાડવી પડે છે. આ સઘલી કોશેશો સાથ ઉમેદવારોએ, પોતાનાં રોજંદાં જીવનને હરેક સદગુણોને ખીલવીને તથા સારી ટેવોને ગ્રહણ કરીને, જીંદગીની નેમ પાર ઉતારવા આગળ વધવાનું હોય છે, કે જેથી આયંદે ફત્તેહને માર્ગે તેઓ પોંહોચી જઇ શકે.

ભરડા મરઝબાન શેઠોની જીંદગી ઘણી જબરી ચારિત્રવાન જીંદગી હતી એમ તેઓના સંખ્યાબંધ સદગુણો ઉપરથી જણાય છે અને સદગુણોજ તેઓને દુન્યાની લડતમાં ફત્તેહમંદ બનાવી શકયા છે એમ આપણે હીંમતથી કહી શકીએ એમ છે. પોતાનાં ભવિષ્ય માટેનો માર્ગ પસંદ કરવામાં મને લાગે છે કે તેઓ Robust optimists યાને ઘણા

જબરા આશાવાદી હોવા જોઇએ અને તેવા આશાવાદથી હાથ ધરેલાં કામ પાછળ ઉદ્યમ અને ખંતથી આખી જીંદગી સુધી એકજ સરખી રીતે કામ બજાવતા રહેવાથી તે અંતે ફળીભુત નીવડયો તો તેમાં ઘણું નવાઇ જેવું કાંઇજ નથી.

પોતે ચારિત્રવાન, નીતીવાન અને મનને કાબુમાં રાખી કામ કરનારા હોવાથી તેઓને શરૂઆતથીજ ખ્યાલ બરપા થયલો હોવો જોઇએ કે ચારિત્ર, નીતીશીક્ષણ અને ડીસીપ્લીન વિનાની કેળવણી નકામી જેવી છે અને તેથીજ તેને ખીલવવાની તક મલી શકે એવા સુધારા વધારા પોતાની નવી નિશાળમાં આમેજ કરવા તેઓને સુઝયું હોય એ તદનજ સંભવીત છે.

પોતાના જાતી સારા દાખલાઓથી વિદ્યાર્થીઓ ઉપર તેઓ ઘણી નીતીમય અસર ઉપજાવતા હતા એમાં તો કશો શકજ નથી. જીંદગી જોગવવાની "ડીસીપ્લીન" તેઓ ઘણીજ જાળવતા હતા એવો તેઓ માટેનો મારો જાતી અનુભવ સંખ્યાબંધ દાખલાઓથી હું પુરવાર કરી શકું એમ છે. દાખલા તરીકે તેઓ સ્કુલના માલેક તથા વડા અધીકારીઓ હોવા છતાં વેળાસર નીયમીત સ્કુલમાં હાજરી આપવાની અને ઉદ્યમથી કામ કરવાની તેઓની ટેવ ઘણીજ વખાણવા લાએક હતી. મી. મરઝબાન તો આ બાબતમાં કમાલજ કરતા હતા. તેવણના ઘોડાવાલાને પણ તેવણે "પનક્ચુએલીટી" એટલી તો અસરકારક રીતે શીખવેલી હશે કે તેવણની ગાડી નીશાળ આગળ બરાબર સાડા-નવને ટકોરેજ નિયમીત રીતે રોજ આવતી હતી. છોકરાઓનાં "એસેઝ" છુટાં છુટાં તેઓની હાજરીમાં તપાસીને તેઓને વ્યાકરણ વિગેરેની ભુલભાલો સમજાવવાની તેઓની ખંત ઘણીજ નમુનેદાર હતી, અને તેથીજ છોકરાઓને પણ નેમેલે વખતે સ્કુલમાં રાખેતાના વખત કરતાં પણ વેહલા આવવાની ટેવ તથા વધારે ઉદ્યમી બનવાની ટેવ પડી શકતી હતી.

પોતાના ચેલાઓને માન આપીને તેઓમાં સ્વમાનની લાગણી જાગૃત કરવામાં આ બન્ને માલેકો ઘણાજ ચોંપવતા રહેતા હતા. મી. ભરડા "માઇ બોય, કે માઇ બોયઝ"થી વાતની શરૂઆત કરતા, જ્યારે મી. મરઝબાનનાં મુખમાં "યંગ જેનટલમેન" શબ્દો ઘણા રમી રહેલા હતા. જે વાપડવા વગર આ સાહેબો કોઇ છોકરા કે આખા કલાસ સાથ કદી પણ વાત કરતા ન હતા. કલાસમાં દાખલ થઇ પ્લેટફોર્મ ઉપર ચઢવા

પછીથી ખુરસીમાં બેઠક લેવા આગમજ બન્ને સાહેબો બોલતા કે "થેંક યુ, પ્લીઝ સીટ ડાઉન" માત્ર સ્કુલના વર્ગમાંજ આવી માનની લાગણી તેઓ વિદ્યાર્થી પ્રત્યે દેખાડતા હતા અને તેવી લાએકીથી તેઓ સાથ વર્તતા હતા એમ નથી પણ શું સ્કુલના પોતાના રૂમમાં કે શું સ્કુલના વર્ગમાં કે શું સ્કુલની બાહેર યા પોતાના ઘરમાં એમ જયારે પણ વિદ્યાર્થીઓ સાથ તેઓ વાત કરતા, ત્યારે એકજ રીતનું વર્તણુ તેઓ દેખાડતા હતા. મોહબતથી વિદ્યાર્થીઓનો આદરસતકાર કરવામાં તેઓ પોતાના દરજ્જાનો ગુમાની ખ્યાલ ધરાવતાજ ન હતા કે તેઓ પ્રીન્સીપલો હતા અને છોકરાઓ તે છોકરાઓજ હતા. ઉલટું તેઓ પીતા હતા અને છોકરાઓ તેઓનાજ હતા એમ તેઓ અસર ઉપજાવીને માન મોહબત મેલવતા હતા.

સ્કુલમાંથી પસાર થઇ જવા પછીથી કે સ્કુલ છોડી દીધા પછીથી પણ તેઓ છોકરાઓ ઉપર બારીક ધ્યાન રાખતા હતા અને જયારે પણ તેઓ મલવા આવે કે તેઓ સાથ કેહે ભેટો થાય ત્યારે તેઓની ચાલુ ખબરઅંતર પુછીને તેઓના અભ્યાસ કે કામકાજથી વાકેફ રહેવાની તેઓ ભારે ઉલટ ધરાવતા હતા.

મેસર્સ ભરડા અને મરઝબાનને આ બાબતમાં તો "પારસી આરનોલ્ડસ" ની ઉપમા વાજબી અને તદનજ લાગુ પડતી હતી, કારણ કે વિલાયતમાં જેમ મહાન શિક્ષાગુરૂ આરનોલ્ડે ચેલાઓમાં લોકપ્રીયતા મેલવવામાં અને તેઓને ઉંચા પ્રકારનું શિક્ષણ આપવામાં મોટું નામ જમાવ્યું હતું તેમજ બલ્કે તેથી પણ વધારે મોટું નામ આ બન્ને કેળવણીકારો કાઢવા નશીબવંતા નીવડયા હતા.

તેઓના બીજા સદગુણોમાં મલતાવડો સ્વભાવ તથા નમ્રપણું અને કમીનાપણું હતું. તેઓની સાદાઇ તો નમુનારૂપજ હતી. દોસ્તો તરીકે ખરાં દીલના દોસ્તો અને સલાહકારો તરીકે ઘણાજ ફાએદાકારક સલાહ આપનારા દાનેશમંદ અને જ્ઞાની પુરૂષો તેઓ હતા. વખતની કરકસર કેમ કરવી એ બન્ને સાહેબો ઘણીજ અચ્છી રીતે સમજતા હતા. અને પોતાના ફ્રી પીરીઅડસમાં પણ વર્ગે વર્ગ ફરી છોકરાઓમાં માનની લાગણી તથા એક જાતનું આકર્શકપણું બરપા કરતા હતા.

તેઓનો એક બીજો ઘણોજ વખાણપાત્ર ઉંચો સદગુણ હતો તે

આ હતો કે જો કે પોતે ખાનગી સ્કુલના માલેકો હતા છતાં બીજા હરીફ ખાતાંઓના વડા સાથ હરીફો તરીકે નહીં પણ ભાઇબંધ કેળવણીકારો તરીકે તેઓ વર્તતા હતા અને તેઓ સાથ ઘાડી દોસ્તી રાખીને વર્તતા, એટલુંજ નહીં પણ હરીફ સ્કુલોની જે કાંઇ ખુબીઓ તેઓને જણાતી તો તે તેઓ સ્વીકારતા, તેની કદર બુજતા અને તેની જાબજા તારીફ ગાતા હતા. આ શું જીવનની ઉંચામાં ઉંચી નજતીક બાજુ ન લેખી શકાય? અને તેથીજ દરેક રીતે જીંદગી સફળ કરવામાં તેઓ ભાગ્યશાળી નીવડયા હોય તો તેમાં નવાઇ શી છે?

——:•:——

# ન્યુ હાઇ સ્કુલ.



મેસર્સ ભરડા અને મરઝબાન જેવા મારા બન્ને શેઠીઆઓનાં જીવનને લગતી ટુંકી રસીલી હકીકતો તપાસવા બાદ હવે આપણે તે સાહેબોએ સ્થાપેલાં સરસ્વતી મંદીર—ન્યુ હાઇ સ્કુલને માટેની રસીલી હકીકત તપાસીશું.

શેઠ જાલભાઇએ શિક્ષક તરીકે કામ બજાવતાં હાઇ સ્કુલોમાં ચાલતી રહેલી કેટલીક ખામીઓ જોઇ લીધી હતી. વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાની રૂઢીથી તેવણ નારાજ અને નાસીપાસ બન્યા હતા, કારણકે તેવણના ધારવા મુજબ તે રૂઢી વિદ્યાર્થીઓના તન અને મનની ખીલવણી જોઇએ તેવી સરસ બનાવવાની આડે આવે એવી હતી. આ ખરાબ ખામી તેવણ દુર કરવાનો ખ્યાલ મગજમાં લઇનેજ ફરતા હતા. જ્યારે પોતાનો વધુ અભ્યાસ દેહની જાળવણી ખાતર તેવણને ફરજ્યાત છોડવોજ પડયો અને શિક્ષક તરીકેનો ધંધો જેને માટે તેવણનો પ્રેમ અને શોખ ભારે હતો તે જાહુક માટે ધારણ કરવાને તેવણે જ્યારે કસદજ કર્યો ત્યારે એક સ્કુલ જાતે કાહાડી તે મધ્યે પોતાને મનભાવતા સુધારા દાખલ કરીને નવાજ

ધોરણ અને સારા પાયા ઉપર તે ચલાવવાનો વિચાર તેવણને સુઝયો અને તે વિચારને અમલમાં મેલવાની તરતીબ શોધવા પાછળ તેવણ મઠયા હતા. બીજી બાજુએ શેઠ કેકોબાદ મરઝબાન પણ પોતાનો ભવિષ્યનો ધંધો શોધવાના ખ્યાલમાં ફરતા હતા. એટલામાં દઇવયોગે અને સારાં ચોઘડીએ શેઠ કેકોબાદ સાથ મી. ભરડાનો મેલાપ થયો અને બન્ને જણાઓએ ભવિષ્યના ધંધા માટેના વિચારો સાથનાં પોતાના દીલ એકમેક આગળ ખાલી કીધાં. પરીણામ એ આવ્યું કે બન્ને જણાઓએ સાથે મળીને નવા પાયા ઉપર એક હાઇ સ્કુલ કાઢવી એમ તેઓ એકમત થયા અને તેવો ઠરાવ વટીક કીધો. આ સઘલી હકીકત એક પ્રસંગે શેઠ ભરડાએજ જાહેરમાં મેલી હતી. તેવણે જણાવ્યું હતું કે "એક સાંજે તેવણ દરિયો કીનારે બાંક ઉપર બેઠા હતા અને વિચારોમાં મશગુલ હતા તેટલાં ત્યાં મી. કેકોબાદ મરઝબાન સાથ અકસમાતીક રીતે અને અજાયબ જેવી રીતે મેલાપ થયો હતો અને તે પ્રસંગે બન્નેએ પોતાના દીલ ભવિષ્યના ધંધા માટે ખાલી કીધાં હતાં, જેને પરિણામે સાથે મળીને નવા પાયા ઉપર એક હાઇ સ્કુલ કાઢવાનો તેઓએ ઠરાવ કીધો હતો."

આ સ્કુલનું નામ તેઓએ ઘણુંજ સાદુમાદુ પસંદ કર્યું અને તે "ધી ન્યુ હાઇ સ્કુલ"નું લોકપ્રીય નામ આપ્યું હતું, જેને પાછળથી શેઠ ભરડાના મરણથી શેઠ કેકોબાદે "ભરડા ન્યુ હાઇ સ્કુલ"નું નામ બનાવીને પોતાના એક ગોઠીઆની યાદ કાએમ બનાવી છે.

સ્કુલ કાઢવાનો ઠરાવ કરવા પછીથી જે પહેલું કામ તેઓને બજાવવાનું હતું તે તેને માટે લાએક રીતની મહેર્હનજર પ્રગટ કરવાનું હતું. આ મહેર્હનજરમાં જણાવવામાં આવ્યું હતું કે તેના સ્થાપનારાઓની નેમ કેળવણી આપવાની રૂઢીની કેટલીક ખામીઓ દુર કરવાની હતી કે જેને લીધે વિદ્યાર્થીઓને તનમનની ખીલવણીમાં ઘણું સેહવું પડતું હતું. આ ખામીઓ જેમ બને તેમ દુર કરવાની કોશેશો કરવામાં આવશે એમ મહેર્હનજરમાં જણાવવામાં આવ્યું હતું. મહેર્હનજરમાં કેળવણીની રૂઢીની ખામીઓ નીચે મુજબ જણાવવામાં આવી હતી.

૧. વર્ગોના વિદ્યાર્થીઓની મોટી સંખ્યા.

૨. હેઠલા વર્ગોના અભ્યાસ તરફ બેદરકારી—જેથી ખાનગી શિક્ષણ પોતાના છોકરાઓને આપવાની માબાપોને ફરજ પડે છે.

૩. ચોક્કસ બાબદો વિદ્યાર્થીઓના મગજમાં ઠસાવવા માટે શીખ-વવાની જુની રીતીઓજ વપડાતી રહી છે.

૪. તનની કેળવણી તરફ બેદરકારી.

ઉપલી રીતની મદેહનજર ૧૮૯૦ ના નાતાલની થોડાજ દીવસ આગમજ બાહેર પડી અને સ્કુલ નવા વરસ પછી ઉઘડતાંજ પહેલે દીવસે તેના રેજીસ્ટર ઉપર ત્રણુસોને નવ છોકરા તેમાં જોડાયા હતા. જે સંખ્યાએ તે વેળા લોકોનું ઘણું ધ્યાન ખેંચ્યું હતું. મેસર્સ ભરડા મરઝબાન માટે આ "રૅડ લૅટર ડે" સમાનનો દિવસ હતો.

અતરે મારે ત્રણ નાની નોંધો લેવાની ખુશાલી મેલવવાની છે. એક નોંધ આ છે કે આ પહેલે દિવસે સ્કુલમાં નામો નોંધાવનારા વિદ્યાર્થીઓમાંના પાંચમાં કે છઠ્ઠા વિદ્યાર્થી મી. શાવકશાહ કાવસજી નેતરવાલા હતા કે જેઓ હાલમાં સ્કુલની ઓફીસના સ્ટાફમાં નોકરી બજાવે છે. બીજી નોંધ આ છે કે સ્કુલની સ્થાપના પછીના બીજા કે ત્રીજાજ અઠવાડીઆમાં શિક્ષક તરીકે ટીચીંગ સ્ટાફમાં જોડાનારા શેઠ ફરામરોજ એમ. ગનદેવીઆ આજે પણ સ્ટાફ ઉપર ઘણી વફાદારી ભરેલી અને શિક્ષકના ઓહદાને હરેક રીતે દીપાવે એવી નોકરી બજાવે છે. સ્કુલની ગોલ્ડન જુબીલી સાથે આ બુઝર્ગીએ પુગેલા નીમકહલાલ શિક્ષકની પણ ગોલ્ડન જુબીલીનો આ માંગલીક પ્રસંગ છે. એ ખ્યાલ તેવણુંને કાંઇ જેવી તેવી મગ-રૂરી આપતો નહીંજ હશે. આ યાદથી તેવણનું જીગર ખરેખરજ ખુશાલીથી ઉછળતું હશે. ત્રીજી નોંધ આ છે કે એક બીજા શિક્ષક શેઠ એરચશાહ એફ. કરાણી સ્કુલ મધ્યેની ૪૭ વરસો સુધી બજાવેલી નોકરીનો પોતા માટેનો સુંદર રેકોર્ડ ધરાવે છે કે જે ભાઇએ પણ આ સાડા ચાર દાએકા કરતાં વધારે મુદત સુધી સ્કુલની ઘણીજ તારીફલાએક સેવા બજાવી છે અને હજી બજાવતા રહ્યા છે.

મી. ગણદેવીઆની શિક્ષણ આપવાની કુશળતાની ઉપર મી. ભરડા મરી પીટતા હતા. ડ્રીલ શીખવવામાં તથા કીનડરગાર્ડનનાં અને "કલે તથા પેપર-મોડલીંગ"નાં શિક્ષણ આપવાની તેવણની રૂડીનાં વખાણ ઘણા અધીકારીઓએ કર્યાં છે, જેમાં કેટલીક હકીકત તો ઘણી રમુજ ઉપજાવે એવી છે પણ તે સઘલાનું વર્ણન આ સ્થળે કરવાનું મને યોગ્ય લાગતું નથી એટલે આટલી નોંધ લેઇનેજ હું સંતોષ પકડું છું.

આટલી નોંધો લેવા પછીથી સ્કુલ માટે તપાસતાં જણાય છે કે સ્કુલમાં મળતાં ઉંચા પ્રકારનાં શિક્ષણની વાત ચોમેર ફેલાવા માંડી અને તેથી તે તરફ વિદ્યાર્થીઓનો જાણે કે રેલોજ દોડવા લાગ્યો.

બન્ને શેઠીઆઓ ઉપર નશીબદેવી પણ જાણે પ્રસન્નજ થઇ હતી અને સંજોગો પણ એવા બન્યા કે આ નવી સ્કુલ પોતાના "એવર ન્યુ" ના "મૉટો" સાથ સંખ્યામાં ઉછાળા મારવાજ માંડી.

આએજ અરસામાં પુરાણી ફ્રોર્ટ હાઇ સ્કુલના માલેકો શેઠો દાદાભાઇ પેસતનજી મારતર તથા માણેકજી બેજનજી કુપર ભાગીદારીમાંથી છુટા પડયા અને તેથી એ સ્કુલ નબલી પડી અને તેના વિદ્યાર્થીઓ પણ આ નવી સ્કુલ તરફ ખેંચાયા, કારણ કે તેઓને મી. ભરડાના ઉંચાં શિક્ષણનો પોતાનીજ સ્કુલના એક આગળા શિક્ષક તરીકેનો સારો અનુભવ મલી ચુકયો હતો, તથા તે માટેનો ઉંડો છાપ તેઓ ઉપર બેસી ગયો હતો. તે સાથે વળી મી. જાલભાઇનું નામ ઉદવાડાની આસપાસ અને ગુજરાત તરફનાં ગામોમાં મશહુર થવા લાગ્યું હતું અને ત્યાંના કેટલાક છોકરાઓ પણ આ સ્કુલ તરફ ખેંચાયા અને તેવી રીતે માત્ર પારસીઓજ નહીં પણ હિંદુ અને મુસલીમોનો પણ સ્કુલમાં જબરો પગપેસારો થવા પામ્યો, અને તમામ ગુજરાત, કાઠીઆવાડ, અને દુરદરાજના શેહેરો તથા ગામડાંઓના મુંબઇમાં વસ્તા છોકરાઓ આ સ્કુલમાં જોડાવા લાગ્યા. અને આજે પચાસ વરસ પુરા થવા પછીથી પણ તેજ રૂઢીએ જોડાતા જાય છે, એ આ પુરાણાં ભાગ્યશાળી ખાતાંની લોકપ્રીયતાનો અચુક પુરાવો આપનારી બીના છે. પોતાના "એવર ન્યુ" ના "મૉટો" મુજબ તે પાંચ દાએકાઓ સુધી દરેક બાબતમાં નવી અને નવીજ રહેવા પામી છે અને ઇનશાલ્લાહ, ખુદાનું ચાહવું હશે તો તે તેવી અને તેવીજ રહેવા પામશે. જે પ્રસંગે આ હંમેશની નવી સ્કુલની ડાયમન્ડ જુબીલી યા સેનટીનરી ઉજવવામાં આવશે ત્યારે જેમ આ નાની કેતાબમાં મારા બે ગુરૂઓ અને પાલનહાર શેઠીઆઓનાં ટુંકાં જીવનવૃતાંતો મારી અદના કલમે સ્કુલની ગોલ્ડન જુબીલીને હાલને ટાંકણે ચીતાર્યાં છે તેમ મારા હાલના જવાન શેઠીઆઓ ભાઇઓ બહેરામ અને રૂસ્તમના જશવંતાં જીવનવૃતાંતો કોઇ ભાગ્યશાળી નર ફરજનું કરજ અદા કરવા ચીતારશે.

આ નવી સ્કુલના કારોબાર સંબંધી સલાહ આપવાને તથા તેની

વારંવાર મુલાકાત લેવાને એક વીઝીટીંગ કમીટી પણ શેઠો જાલભાઇ અને કેકોબાદે નેમી હતી જે તેઓની નમ્રતા અને કમીનાપણાના ગુણોનો ખ્યાલ આપણને કરાવે છે. આ કમીટી નીચલા ધરખમ આસામીઓની બનેલી હતી.

પ્રોફેસર એમ. મેકમીલન, શેઠો એમ. જી. ચંદાવરકર, ડોસાભાઇ નસરવાનજી વાડીઆ, ખરશેદજી નસરવાનજી સીરવાઇ, જેહાંગીર બેહેરામજી મરઝબાન, કાવસજી દાદાભાઇ નાએગામવાલા, ફરદુનજી માનેકજી કાંગા, નાનાભાઇ અરદેશર મુસ, અને પ્રોફેસર ફરામજી કાવસજી બનાજી.

ચાર દાએકાની મુદત દરમ્યાનમાં જેટલું મોટું વિદ્યાર્થી મંડળ શેઠો ભરડા અને મરઝબાને પોતાની આસપાસ ખરપા થએલું જોયું છે તેટલું જવલેજ કોઇ બીજા કેળવણીકાર કે સ્કુલના માલેકના જોવામાં આવ્યું હશે.

લાંબાં પચાસ વરસો સ્કુલે પુરાં કીધાં છે, જે મુદતમાં ગંજાવર ભાડાં ભરવાં, ભારે નીભાવ ખરચો નીભાવવા, શિક્ષકોના એક મોટી ફોજને નીભાવવી અને પાળવી અને સાથે સાથે પોતાનો ટેક અને દરજ્જો જાળવવો અને વધારવો એ સઘલું આ બે ભાગ્યશાળી અને પોતાના પગ ઉપર સ્વતંત્ર રીતે ખડા રહેનારા વીરલાઓની જોડીએ કોઇપણ જાતની જાહેર ખબરો છપાવવા વગર તથા સરકારની કોઇપણ જાતની નાણાંની મદદ કે ગ્રાન્ટ-ઇન-એડ સ્વીકાર્યા વગર પાર ઉતાર્યું છે, એ તેઓની કીર્તીવંત કારકીરદીનો ઉંચો ખ્યાલ કરાવવા વગર રહી શકે નહીં એવી માહાભારત બીના છે.

આ નમુનેદાર કેળવણીખાતું હરેક વિષયની સેંકડો કેતાબો સાથની એક ઉમદા લાઇબ્રેરી, એક સર્વ જરૂરી આલાતો સાથનું જીમનેશીઅમ, સંપુર્ણ સામગ્રીઓ ધરાવતી એક વિશાળ લેબોરેટરી, વિદ્યાર્થીઓને ઉમદા પીકટોરીઅલ જ્ઞાન આપ મેલે મળી શકે એવાં સેંકડો વૉલ પીકચર્સો સાથની એક નાની જેવી સ્ટડી પીકચર ગૅલેરી, અને એક સુંદર મ્યુઝીઅમ ધરાવે છે, જે સઘળું આ ખાતાના વિદ્યાર્થીઓ પ્રત્યેના સંગીન કેળવણીના પ્રચાર માટેના ઉમદા શોખ અને બેનમુન કાળજીના પુરાવા સમાન છે.

સ્કુલની સાઇડ એકટીવીટીઝ માટે તો પુછવુંજ શું ? મી. ભરડાના

શોખ અને મોજના વિષયો જેવા કે લેબોરીટરીમાં પ્રયોગો કરવા, દર શનીવારે સાંજે લેનટર્ન લેકચર્સથી રમુજ સાથનું જ્ઞાન આપવું, ટેલે-સ્કોપના ઉપયોગથી રાતની વખતે આકાશનું અવલોકન કરાવવું, રવીવારોએ જાહેર એકસકરશનો ઉપર છોકરાઓને લઇ જવા, વિગેરે તેવણ જાતી દેખરેખથી સંભાળતા હતા. જ્યારે મી. મરઝબાન ડ્રીલ, રમત-ગમત, જીમનેસ્ટીક કસરતો, ક્રિકેટ અને સ્કુલના સ્પોર્ટસ, સ્કુલ ડીબેટીંગ યુનીઅન, શેકસપીઅર ડેકલેમેશન, ઇલોકયુશન અને એક્ષ-તેમપોર સ્પીચીસનાં કોમપીટીશનો, બૉકસીંગ કલાસ, મ્યુઝીક કલાસ, સ્કાઉટીંગ, વિગેરે વિષયો ઉપર જાતી દેખરેખ રાખતા અને જોહેમત ઉઠાવતા હતા. આ સઘળી સાઇડ એકટીવીટીઝની ખીલવણી પાછળ સ્કુલે પુષ્કળ પૈસા વેર્યા છે.

છોકરાઓને તડકાંથી બચાવવા માટે સ્કુલને ખરચના એક સરખાં "હેડ-કવરીંગ" સાથ એક્ષકરશનો કરાવનારી એકલી સ્કુલ ન્યુ હાઇ સ્કુલ હતી.

કીનડરગાર્ટન શિક્ષણ અને "કલે તથા પેપર મોડલીંગ"નાં શિક્ષ-ણોને હંમેશાં ઇનફન્ટ કલાસોમાં જોઇતા પ્રમાણમાં ઉત્તેજન આપવામાં આવ્યું છે, જે શિક્ષણ શેઠ ફરામરોજ ગનદેવીઆ જેવા આ કામના અની બાહોશ નરે વરસો સુધી ઘણીજ ખંતીલી રીતે બજાવ્યું છે.

હેન્ડીક્રેફ્ટસ યાને હસ્ત હુન્નરમંદીને ઉત્તેજન આપવામાં પણ સ્કુલ પાછળ પડી નથી. આ ચેતન છોકરાઓમાં જાગૃત કરવા મી. મરઝબાને થોડાંક વરસોની વાત ઉપર ઇનામો આપવાનાં શરૂ કર્યાં અને આ હરીફાઇને પરિણામે ઉમદા કીસમની વસ્તુઓ છોકરાઓ બનાવી લાવવા લાગ્યા. આ હૉબી છોકરાઓમાં એટલી સરસ રીતે જડ ઘાલી બેઠી કે સ્કુલ હાલમાં બે ત્રણ વરસો થયાં આ કળાનું એકઝીબીશન ભરે છે અને તે જોવાની તક પેરન્ટસ અને બીજાંઓને પુરી પાડે છે. જુબાલી ટાંકણોનાં આવાં છેલ્લાં એકઝીબીશનમાં રજુ થયલી ચીજોએ વાહવાહ પોકરાવી છે અને તેનાથી જાહેરમાં સારી છાપ પડવા માંડી છે.

દર સાલ બે સોનાના ચાંદ છોકરાઓમાં "ગુડ કોનડકત મૅડલ" તરીકે એનાયત કરનારી મુંબઇમાંની એકલી સ્કુલ તે ન્યુ હાઇ સ્કુલ છે. દાએકાઓ થયાં આ ચાંદો અપાતા રહ્યા છે. અને જેવી રીતે આવા

છોકરાઓ આખી સ્કુલમાંથી ચુંટી કાઢવામાં આવે છે તેનાથી પુરવાર કરવામાં આવ્યું છે કે આ પસંદગી પામેલા નરીબદારોએ આ માનને હરહંમેશ તેઓની દુન્યાદારી કારકીરદીમાં દીપાવ્યું છે અને તે માન મેલવવાને તેઓ ઈંચેઈંચ લાએક હતા એમ તેઓની કારકીર્દીએ પુરવાર કર્યું છે.

આ ચાંદ બક્ષવાની રૂઢી તદનજ ડેમોક્રેતીક છે. દુન્યામાં આજે ડેમોક્રસીની જાળવણી માટેનું જે ખુનખાર જંગ ચાલી રહ્યું છે તે ડેમોક્રસીનું વેહેવારૂ શિક્ષણ બાળકોને નાની ઉમરથી શીખવવાની વાજબી મગરૂરી સ્કુલ લઇ શકે છે. એવી આ "ગુડ કોનડકટ" માટે છોકરો ચુંટી કાઢવાની સ્કુલની રૂઢી છે. અઢી હજાર જેટલા છોકરાઓની જંગી સંખ્યામાંથી બે ભાગ્યશાળી લાયક છોકરા કાંઇ પણ જાતની રાખરખાવટ કે Nepotism વાપડવા વગર શોધી કાઢવા એ ખુબીવંતુ કામ ન્યુ હાઇ સ્કુલના છોકરાઓ અને શિક્ષકોએ દાએકાઓ સુધી, વરસ પાછળ વરસ, સરસ અને ઉત્તમ રીતે બજાવ્યું છે. "પ્લેબીસાઇટ"નું કામ દરેક વર્ગના છોકરાઓ મારફત હાર પાડવામાં આવે છે. દરેક વર્ગના છોકરાઓ પોતાના વર્ગનો એક સર્વથી સરસ છોકરો પોતાનું કીંમતી મત આપીને ચુંટી કાઢે છે. આવી રીતે દરેક વર્ગમાંથી ચુંટી કાઢાયલા છોકરાઓનું એક છાપેલું લીસ્ટ શિક્ષકોને મલે છે. શિક્ષકો પોતાની સભા ભરીને પુરતા વાદવીવાદ, રકઝીક, તાણાજાણી વિગેરેથી બાબત ચરચાવીને આ લીસ્ટમાંથી તદનજ લાએક છોકરાને ચુંટી કાઢે છે. આવી રીતે હાઇ સ્કુલમાંથી એક અને છેક ક, ખ, ગ,થી અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીના પ્રાઇમરી તેમજ એંગ્લો-વરનેકયુલર વિભાગોમાંથી એક એમ બે છોકરાઓ દર વરસે ચુંટી કઢાય છે અને તેઓ સ્કુલના "ગુડ કૉનડકત મૅડલીસ્ટ" તરીકે ઓળખાય છે.

છોકરાઓના ચારિત્ર ઘડવા માટે પ્રીન્સીપલો કેટલા કાળજીપુર્વક હતા તેની ગવાહી આ હકીકતથી મલી શકે છે.

"મનની ખીલવણીનો મુખ્ય આધાર તનની સારી હાલત ઉપર હોય છે" એ કહેતીની ખરી પીછાણ શેઠો ભરડા અને મરઝબાન કરતા હતા, કારણ કે વિદ્યાર્થીઓની શારીરિક તપાસના રૅકોર્ડ રાખવા માટે તેઓએ ખાસ પગારદાર મેડીકલ ઇનસ્પેકટર રાખ્યા હતા, જેવણ પોતાનો રીપૉર્ટ

ખાનગી રીતે માબાપોને પોંહોચતો કરીને તેઓને પોતાના છોકરાઓના શરીરની ખુબી ખામીઓથી વાકેફ કરતા રહે છે. આવી નમુનેદાર પેહેલ કરવાનું માન પણ ન્યુ હાઇ સ્કુલને ફાળે જાય છે.

સ્કુલને લગતા અને તેની તરફથી થતી તમામ એકટીવીટીઝને લગતા ઉપલા સઘલા એહેવાલ ઉપરથી છેવટનું અનુમાન ત્યારે શું થવા પામે છે? એજ કે કેળવણીને સઘલી દિશાએથી ખ્યાલમાં રાખીને તેવી દરેક જોગવાઇઓ અને સાંધનો પુરાં પાડનારાં આ ભાગ્યશાળી ખાતાંએ પચાસ વરસોના લાંબા કાળમાં શું પરિણામ ઉપજાવ્યું એ તપાસવાનું આપણને ભાન થઇ આવે છે.

મુંબઇ શેહેરનું હાલનું શેહેરીપણું તપાસતાં સ્કુલે શેહેરને અને દેશના જુદા જુદા ભાગોમાં દેશને કેવા કેવા આસામીઓ પુરા પાડયા છે તે આજે જગે જગે આવા આસામીઓ પોતાને તક મલતાં પોતાને મુખે જે ઉદગારો કાઢતા સંભળાય છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે.

સારામાં સારા અને તનદરોસ્ત સ્ટેટસમેન, રાજદ્વારી નરો અને સીવીલીઅનો, મેયરો અને શેહેરી બાવાઓ, શેહેર સુધરાઇ ખાતાના કમીશનર, શૅરીફો, વકતાઓ, ફીઝીકલ કલચરીસ્ટો, નામીચા ક્રીકેટરો અને દરેક જાતના બાહાદુર રમતગમતના સ્પોર્ટસમેન અને એથલીટસો, અને ઉંચામાં ઉંચી અને ફુનેહબાજ લાએકાતવાલા ડૉકતરો અને સાયનટીસ્ટો, એન્ડરો, કુશળ ધારાશાસ્ત્રીઓ અને એકાઉન્ટન્ટસ, મરચન્ટસ અને બીઝનેસમેન, હુન્નરમંદો, જરનેલીસ્ટો, સીવીલ, મીકેનીકલ અને ઇલેકટ્રીકલ ઇજનેરો, એવીએટર્સ વિગેરે જુદી જુદી જાતની શકતી ધરાવનારા નરો આ સ્કુલે શેહેર અને દેશને પુરા પાડયા છે જેઓમાં મોટી સંખ્યાના નરો અતી મોટા ઇજતદાર અને જોખમભરેલા ઓહ્દાઓ હાલમાં પણ ધરાવે છે અને તેને જેબ આપી રહ્યા છે.

આ સ્કુલ માટે શેહેરના એક આગળા હાકેમે જે ઉદગારો કાઢયા હતા, તેજ આ સ્કુલની તારીફ માટે ઘણા ઉત્તેજક સમાન છે. તે ઉદગારો આ હતા કે "છોકરાઓની જંગી સંખ્યા ધરાવવામાં ન્યુ હાઇ સ્કુલ આખા બ્રીટીશ એમપાયરમાં પેહેલવેહેલી છે."

૧૯૨૪ ની યુરોપ તરફની મારી મુસાફરી દરમ્યાન લન્ડનની અને કોપનહેગનની કેટલીક શાળાઓમાં મેં મુલાકાત લીધી હતી. ત્યાં મને

વિદ્યાર્થીઓ સમક્ષ બોલવાની તક પણ મલી હતી. જ્યારે તેઓ સમક્ષ બોલતાં હું તેઓને જણાવતો હતો કે હું હિંદુસ્તાન દેશથી આવ્યો છું અને હિંદુસ્તાનનાં શેહેરે અવ્વલ ગણાતાં મુંબઇ શેહેરની એક મોટી છોકરાઓની શાળાનો હું શિક્ષક છું કે જે સ્કુલમાં લગભગ અઢી હજાર છોકરાઓની જંગી સંખ્યા છે, જેઓને શીખવવા લગભગ એક સો જેટલા શિક્ષકોની ફોજ રોકાએલી છે, ત્યારે ત્યાંનાં વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો એકસરખી રીતે અજાયબ થતાં જણાતાં હતા.

આવી શેહેરની એક પંકાએલી શાળાનાં એક જુના વિદ્યાર્થી તથા તેજ શાળાના સાડા ત્રણ દાએકાના એક મદદનીશ શિક્ષક તરીકે હું જે છેવટની દુવા એ ખાતાં માટે ઇચ્છી શકું તે તેજ દુવા છે કે જે મરહુમ મી. મરઝબાનના મરણ વખતે તે વેળાના સ્કુલના વિદ્યાર્થીઓની સ્કુલ મધ્યે મલેલી શોક સભામાં એક જવાન વિદ્યાર્થીએ ઇચ્છી હતી. તે દુવા આ હતી કે ખુદા આ પનોતાં ખાતાંને બ્રીટીશ એમપાયરનાં નમુનેદાર ખાતાંની ઉપમા ઉપરથી વધુ આગળ વધારે અને તે હવે આખી દુન્યાની એક નમુનેદાર કેળવણીની સંસ્થા હાલના જવાન માલેકોના હાથે થવા પામે!

આવા રૂડા જશની તીલી મારા જવાન શેઠીયાઓને કપાલે થયલી જોવા જેટલો હું ભાગ્યશાળી નીવડું એ મારી વધારાની દુવા છે!

"ઇટન અને હૅરો" સમાનની આવી એક મોભ્ભાદાર અને ભાગ્યશાળી શાળાનો શિક્ષક બનાવવાની તે પરમકૃપાળુ બાપે મુજ અદના સેવક ઉપર જે નવાજેશ કરી હતી તે માટે આજે હું ભારે મગરૂરી સાથ મને એક ભાગ્યશાળી નર સમજું છું.



ન્યુ હાઇ સ્કુલે ૧૯૧૬ માં

ઉજવેલી

# સીલવર જાુબીલીનો

# એહેવાલ.

# "બ્રીટીશ શેહેનશાહતની સૌથી મોટી શાળા."



## પ્રખ્યાત ન્યુ હાઇ સ્કુલની સીલવર જ્યુબીલીનો થયલો મહાન મેળાવડો.



### પોતાના બે માનવંતા વ્હાલા ઉસ્તાદોને આગલા તેમજ તે વેળાના ચેલાઓએ આપેલું માનપત્ર.



### ન્યુ હાઇ સ્કુલના પચીસ વર્ષોના મુંગે મ્હોંડેના યશવંત કામનો મેસર્સ ભરડા તથા મરઝબાને આપેલો એહેવાલ.



ન્યુ હાઇ સ્કુલની ઝળકતી કારકીર્દીનું બ્યાન જ્યારે આ નાની કેતાબમાં રજુ કર્યું છે તો લાજમ છે કે તે ખાતાંએ ઉજવેલી સીલવર જ્યુબીલી અને તે ટાંકણે થયલાં ખાણું અને થીએટ્રીકલ પરફોરમનસીસ વિગેરેનો રસીલો એહેવાલ પણ આ કેતાબમાં સદાને માટે રેકોર્ડ થએલો રહેવા પામે, એટલા કાજ તે સઘલી હકીકતોને ભેગી કરીને અત્રે આમેજ કરવાની મારી ફરજ અદા લાવું છું.

ધી ન્યુ હાઇ સ્કુલની ૨૫ વરસની સીલવર જ્યુબીલી ઉજવવાના પ્રસંગે એ સ્કુલના જોડીઆ પ્રીનસીપલો મી. જાલભાઇ દોરાબજી ભરડા, બી.એ., અને મી. કેકોબાદ એરેઝ્રામજી મરઝબાન, બી.એ., ને એ સ્કુલના આગલા અને તે વેળાના વિદ્યાર્થીઓ તરફથી એક માનપત્ર એનાયત કરવાનો મેળાવડો રવીવાર તા. ૧૬ મી જાનેવારી ૧૯૧૬ ને દીને સવારના ૧૦ વાગે કોટમાં એક્સેલસીઅર થીએટરમાં થયો હતો. આ પ્રસંગે સ્કુલના શિક્ષકો તથા વિદ્યાર્થીઓથી આખી થીએટરનું ખુણેખુણું ચીકાર ભરાઇ ગયું હતું.

ફલૉરીસ્ટ મી. જેહાંગીર બી. ઇરાની જેવણ ધી ન્યુ હાઇ સ્કુલના એક જુના વિદ્યાર્થી હતા તેવણે થીએટરને ફુલપાનથી સણગારવાનું કામ

ઘણીજ ફત્તેહમંદ રીતે બજાવ્યું હતું અને Long Live the New High એવા ફુલમાં મઢી લીધેલા લેખને સ્ટેજ ઉપર ટાંગવામાં આવ્યો હતો.

મેલાવડાના કામકાજની શરૂઆત કરતાં મી. (હાલમાં સર) સુલતાન એમ. ચીનાઇએ પ્રમુખ તરીકે સર વીઠલદાસ દામોદરદાસ ઠાકરસીની નેમણુંક કરવાની દરખાસ્ત કરી હતી. પોતાની દરખાસ્તના ટેકામાં વિવેચન કરતાં ન્યુ હાઇ સ્કુલે પોતાની ઝળકતી કારકીર્દીનાં ૨૫ વરસ પસાર કર્યાં તે માટે પોતાની મોટી ખુશાલી અને મગરૂરી જાહેર કરી અભીપ્રાય આપ્યો કે એજ્યુકેશનીસ્ટોના ભાગ્યમાં આવા પ્રસંગ કદાચજ અને ઘણા જવલેજ આવે છે. આ સ્કુલને તેના માનવંત પ્રીનસીપલો અને શિક્ષકોએ સદા આગલી લાઇનમાં રાખી છે. સર વીઠલદાસને આજે પ્રમુખ તરીકે નેમવાની દરખાસ્ત કરતાં મને ઘણી મોટી ખુશાલી ઉપજે છે કારણકે તેવણ આ સ્કુલ સ્થપાઇ ત્યારથીજ તેના પેહેલવેહેલા વીદ્યાર્થીઓમાંના એક હતા અને સર વીઠલદાસે પોતાની જાહેર ઉપયોગી જીંદગીથી દેખાડી આપ્યું છે કે ન્યુ હાઇ સ્કુલનો એક વિદ્યાર્થી શું શું બજાવી શકે છે. (તાલીઓ). સર વીઠલદાસે માત્ર આપણી મુંબઇની ધારાસભા અને કોરપોરેશનમાંજ આગેવાન ભાગ લીધો નથી, પણ તેવણે ઇમ્પીરીઅલ ધારાસભાના એક મેમ્બર તરીકે પણ દેશની ઘણી મોટી સેવા બજાવી છે, અને દેશની ફીદાગીરીભરી સેવાઓ બજાવીને તેવણે પોતાનું નાઇટહુદ મેળવ્યું છે. (તાલીઓ).

ડા. એચ. એન. અંકલેસરીઆએ આ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

પ્રમુખસ્થાને તાલીઓની ગરજના વચ્ચે બીરાજવા પછીથી સર વીઠલદાસે જણાવ્યું હતું કે આજની સભાનાં કામકાજ તરફ દીલસોઝી દેખાડનારા તારના સંદેશાઓ મી. લક્ષ્મીદાસ હરીદાસ અને મી. રેહેમતુલ્લા કરીમભાઇએ મોકલાવ્યા છે.

## પ્રમુખ સર વીઠલદાસ ઠાકરસીનું ભાષણ.

સર વીઠલદાસે તે બાદ ભાષણ કરતાં જણાવ્યું કે ગ્રહસ્થો, ન્યુ હાઇ સ્કુલના એક જુના વિદ્યાર્થી તરીકે તેના જનમની આ પચીસમી સાલગરેહ ઉજવવાના પ્રસંગે પ્રમુખસ્થાન લેતાં મને મોટી ખુશાલી ઉપજે છે. આ ૨૫ વરસમાં આ સ્કુલે માત્ર આંકડાઓના ધોરણે

તપાસ કરતાં સુંદર કામકાજ બજાવ્યું છે. તે પોતાના રોલ્સ ઉપર આશરે ૯૦૦ વિદ્યાર્થીઓ સાથે સ્થપઈ હતી. આજે તે ૨૩૦૦ વિદ્યાર્થીઓ ધરાવે છે (જોસભેર તાલીઓ), જેઓ તેની દીવાલોની હદની અંદર અપાતી કેળવણીનો લાભ મેળવે છે, ધી ન્યુ હાઇ સ્કુલે પોતાની હસ્તીની પા સદી દરમ્યાન ૧૮૦૦ કરતાં વધુ મેટ્રીકયુલેટસ બાહેર પાડયા છે (જોશભેર તાલીઓ) જેઓમાંના ઘણાઓએ જીંદગીમાં ઉપયોગી અને માનવંત દરજ્જાઓ મેળવ્યા છે. આ સ્કુલમાંથી શાખીને બાહેર પડેલા વિદ્યાર્થીઓ ઇમ્પીરીઅલ અને પ્રાંતીક લેજીસ્લેટીવ કાઉન્સીલો, ઇનડીઅન સીવીલ સરવીસ, ઇન્ડીઅન મેડીકલ સરવીસ, અને જાહેર નોકરીની બીજી શાખાઓમાં દાખલ થયા છે. તેઓએ જુદા જુદા ધંધાઓ જેવા કે વકીલો, ડાકતરો, એન્જીનીઅરો, વિગેરેમાં નામના મેળવી છે, પણ ગ્રહસ્થો, એક કેળવણીખાતાંના કામની તપાસ જે વિદ્યાર્થીઓએ પરિક્ષાઓ પસાર કરી હોય અને જીંદગીમાં માનવંત દરજ્જાઓ મેળવ્યા હોય તેઓની સંખ્યાથીજ માત્ર થઇ શકે નહીં. આપણે આપણુને પોતાને સવાલ પુછવો જોઇએ કે તેઓ કઇ જાતની કેળવણી મેળવે છે, તેઓની ઉપર શિક્ષક શું લાગવગ ચલાવે છે, અને તેઓ જયારે સ્કુલમાંથી બાહેર પડે છે ત્યારે પોતાની સાથે શું બલણો અને ચાલચલણુના શિક્ષણો લઇ જાય છે. એક સ્કુલની જીંદગીમાં સર્વથી વધુ અગત્યની બાબત તેના વડા અને તેવણુના ગોઠીઆઓ તરફથી બેસાડવામાં આવતા દાખલાની છે.

ગ્રહસ્થો, મી. ભરડા અને મી. મરઝબાને (તાલીઓના ચાલુ જોશભર અવાજો) આ મહાન સ્કુલનાં કામ અને કીસમતને તમામ દીલથી પોતાની ફીદાગીરી આપી છે, એ આપણે સઘળા જાણીએ છીએ (તાલીઓ). મેં મારી આખી જાહેર જીંદગીમાં તેઓને કદાબી કોઇ જાહેર પ્લેટફોર્મની ઉપર જોયા નથી અને તેઓ પોતાની સઘળી ઉલટ, ખંત અને કાળજી આ સ્કુલ પાછળજ રોકે છે (તાલીઓ), તેઓએ ૨૫ વરસની વાત ઉપર આ સ્કુલ સ્થાપી, અને તે પછીથી હંમેશાં તેને પોતાની જીંદગીની એકલી કાળજી બનાવી છે (તાલીઓ), આપણે સઘલા જાણીએ છીએ કે એક સ્કુલ માસતરનો ધંધો કાંઇ પૈસા પેદા કરાવનારો નથી. તેમજ તેના પુજારીઓ માટે તે છાપા અને જાહેર તખ્તાના વખાણુ લાવ-

નારો નથી. એ એક એવો ધંધો છે કે જે જેઓ તે ઉપાડી લેછે તેઓના વખત અને શકતીઓ ઉપર તે ઘણીજ સખત માગણી કરનારો છે. તે છતાં પણ તે એક અમીરી ધંધો છે; તેના કરતાં વધુ અમીરી ધંધો બીજો કોઇ નથી; મી. ભરડા અને મી. મરઝબાને (જોશભેર તાલીઓ) પોતાને આ મહાન ધંધાના લાએક સભાસદો તરીકે પુરવાર કીધા છે, અને ખરી રીતે જોતાં તો તેઓ તેમાં કેટલીક રીતે પાયોનીઅર્સ છે (જોશભેર તાલીઓ). યુનીવરસીટીએ પ્રેક્ટીકલ સાયન્સને મેટ્રીક્યુલેશનની પરિક્ષાની એક જરૂરી ખાસ બાબત બનાવી તેની લાંબો વખત અગાઉ ન્યુ હાઇ સ્કુલે તેના લાએક પ્રીન્સીપલોની રાહબરી હેઠળ તેને પોતાના શિક્ષણનો એક અગત્યનો ભાગ, ખાસ કરીને લેબોરેટરીમાં કામકાજની તેની વેહેવારૂ દીશા ઉપર બનાવ્યો.

અહસ્થો, મી ન્યુ હાઇ સ્કુલ પરિક્ષાઓ માટેના "ક્રેઝ"થી હંમેશાં બાહેરજ રહી છે. તેણે મનશક્તિની અને નઇતીક કેળવણીને પોતાની મુખ્ય નેમ અને ઇરાદો બનાવી છે. તેની દીવાલોની હદની અંદર "ડીસીપ્લીન" નીભાવી રાખવામાં આવી છે, તે કાંઇ સખત કાએદાઓ અને તેના ભંગ માટેની સજાઓથી નહીં, પણ વિદ્યાર્થીઓને ખુદ પોતાને માન આપતાં શીખવીને તે નીભાવી રાખવામાં આવી છે (જોશભેર તાલીઓ). ભરડવાની બદીને ઉત્તેજન આપવામાં આવતું નથી. વિદ્યાર્થીઓને પોતાને માટે જોવાને અને વિચારવાને મદદ અને ઉત્તેજન આપવામાં આવે છે. ન્યુ હાઇ સ્કુલે પોતાના વિદ્યાર્થીઓને સાયન્ટીફીક એક્ષકરઝનો ઉપર બહાર લઇ જવાની રૂઢીના સંબંધમાં પેહેલ કરી છે. ટુંકમાં, માનવંત પ્રીન્સીપલો અને તેઓના ગોઠીઆઓએ કેળવણીના સૌથી ઉંચા આઇડીઅલો પોતાની સનમુખ હંમેશાં રાખ્યા છે. તેઓએ સ્કુલની જીંદગીને સુખી અને ખુશાલ અને તેઓના વિદ્યાર્થીઓ ઉપર એક બોજા જેવી નહીં બનાવવાની કોશેશ કરી છે.

અહસ્થો, આ સ્કુલના શિક્ષકો માટે એક પ્રોવીડન્ટ ફન્ડ ઉભું કરવા બાબે માનપત્રમાં ઇશારો કરવામાં આવ્યો છે. મેસર્સ ભરડા અને મરઝબાન (જોશભેર તાલીઓ) પોતાના ગોઠીઆઓનાં ભલાં માટે જે મોટી કાળજી ધરાવે છે તે આ દેખાડે છે, કે જેની ઉપર આવી જાતનાં એક ખાતાનું ફતેહમંદપણું આટલો બધો મોટો આધાર રાખે છે. પણ આ

કાંઇ એકલી રીત નથી કે જેમાં પ્રીનસીપલોએ પોતાના સ્ટાફ તરફની પોતાની ભલી લાગણીના પુરાવાઓ આપ્યા છે. તેઓએ જુનીઅરોને તેઓની અનુક્રમેની બાબદો શીખવવાની રૂઢીઓની તાલીમ આપવાની મેહેનત લીધી છે (તાલીઓ). તેઓએ ખુદ પોતાની જીંદગીમાં જીંદગીના સાદાપણાનો એક દાખલો બેસાડયો છે, જેણે હું આશા રાખું છું કે આ સ્કુલમાં સઘળા શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઉપર એક તનદરોસ્તી-ભર્યો લાગવગ ચલાવ્યો છે.

ગ્રહસ્થો, હું તમોને લાંબો વખત થોભાવવાની ઇચ્છા રાખતો નથી. મેં તમોને દેખાડી આપવા માટે પુરતું કહ્યું છે કે ધી ન્યુ હાઇ સ્કુલ અને તેના લાગેક સ્થાપકોએ જાહેર પ્રજાનો આભાર અને ખાસ કરીને આ સ્કુલના આગલા અને હાલના વિદ્યાર્થીઓનો આભાર પોતાની બીનસ્વાર્થી મેહેનતોથી મેળવવાનો હક્ક મેળવ્યો છે (જોશભેર તાલીઓ). તેઓએ નાણાં કમાવાના સ્પીરીટથી આ સ્કુલ ચલાવી નથી (તાલીઓ). તેઓની અંતઃકરણપૂર્વકની નેમ સંગીન "લાઇન્સ" ઉપર કેળવણીનો ફેલાવો કરવાની, પોતાના વિદ્યાર્થીઓની "કેરેક્ટર" રચવાની, અને તેઓ વચ્ચે સુધરેલી રીતભાતો અને વીચારશક્તિનું સંગીનપણું પેદસ કરવાની છે. આ સ્કુલ સરકાર તરફથી કાંઇ પણ મદદ મેળવતી નથી (જોશભેર તાલીઓ). તે કામકાજ અને વેહેવારનું પોતાનું સ્વતંત્રપણું જાળવી રાખવાના ઇરાદાથી ખુદ પોતાનીજ કોશેશોની ઉપર જીવી છે (તાલીઓ). આ એક ઘણીજ સુંદર "સ્પીરીટ" છે કે જેમાં આ સ્કુલનો વહીવટ ચલાવવામાં આવે છે. એ સઘળાં ઉપરાંત તેણે સઘળી ન્યાતો અને જાતોના પોતાના વિદ્યાર્થીઓ વચ્ચે અખંડપણાંનો એક જુસ્સો ખીલવ્યો છે. આપણે સઘળા આવાં એક ઇનસ્ટીટ્યુશન માટે ઘણા મગરૂર છીએ (જોશભેર તાલીઓ), અને ગ્રહસ્થો, તમારી તેમજ મારી તરફથી હું ન્યુ હાઇ સ્કુલને ઉપયોગીપણાંની એક કારકીરદી ઇચ્છું છું (તાલીઓ) અને મેસર્સ ભરડા અને મરઝબાનને તેના સંબંધમાં પોતાનું મહાન કામકાજ ચાલુ રાખવાને તનદરોસ્તી અને શકતીનાં ઘણાં વધુ વરસો ઇચ્છું છું (ચાલુ જોશભેર તાલીઓ અને હુર્રેના પોકારો).

સર વીઠલદાસ ઠાકરસીએ સેવટે જણાવ્યું કે આ સ્કુલના આગલા અને હાલના વિદ્યાર્થીઓની તરફથી આપણા માનવંત પ્રીન્સીપલોને

રૂ. ૧૦,૫૦૧ ની રકમનો એક ચૅક એ રકમ તેઓ સ્કુલ માટે જે સર્વથી સરસ સબબ ધારે તે માટે તેનો ઉપયોગ કરવા માટે આજે હમણાં ભેટ આપતાં મને મોટી ખુશાલી ઉપજે છે (તાલીઓ), હવે હું મી. ભુલાભાઇ જે. દેશાઇને પ્રીન્સીપલોને એનાયત કરવાનું માનપત્ર વાંચી સંભળાવવાની ફરમાશ કરૂં છું.

## એડવોકેટ મી. ભુલાભાઇ જે. દેશાઇનું ભાષણ.

મી. ભુલાભાઇ જે. દેશાઇ એડવોકેટે તે બાદ વિવેચન કરતાં જણાવ્યું કે ભાઇબંધ વીદ્યાર્થીઓ, મી. ભરડા અને મી. મરઝબાનને મુબારકબાદી કમીટી તરફથી આપવામાં આવી તે માટે મને ઘણી મોટી ખુશાલી ઉપજે છે. કમીટીએ આ માનપત્ર ઘડી કાઢવામાં જુદી જુદી ઘણીક "પોઇન્ટો" તેમાં સમાવવા માટે મોટી સંભાળ અને મહેનત લીધી છે, પણ આ બાબદમાં જે એક ખાસ ગેરલાભ નડે છે તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. આ ગેરલાભ એ છે કે આપણે આપણા પ્રીન્સીપલો માટે જે કેહેવાની લાગણી ધરાવીએ છીએ, તે સઘળું આ માનપત્રની હદસરની જગ્યામાં કહી શકતા નથી, આથી આપણે મેસર્સ ભરડા અને મરઝબાન માટે જે મોટી લાગણી અને ચાહ ધરાવીએ છીએ તે પુરતી લાએક રીતે જાહેર કરવાને આ માનપત્રની હદસરની જગ્યાના સબબે શકતીવાન થઇ શકતા નથી. આજનો આ મેલાવડો એક કુટુંબી "ગેધરીંગ" જેવો જણાય છે, જેના "પેટર ફેમીલીઆસ" તરીકે આપણા લાએકીવાળા અને માનવંત પ્રીન્સીપલો અહીં હાજર થયા છે (જોશભેર તાલીઓ). આજે આપણે જેઓને માન આપવાને અહીં એકઠા મળીઆ છીએ, તેઓ માટે આપણા દીલમાં જે સઘળી લાગણીઓ છે તે અહીં જાહેર કરવામાં હું ગેરવાજબી કે "એટીકેટ"ના ભંગ જેવું કાંઇબી જોતો નથી. જે સૌથી પેહેલવેહેલી લાગણીઓ આપણા મન સનમુખ જોશથી રજુ થાય છે તે આપણા માનવંત પ્રીન્સીપલોની "કેરેકટર"ના અંગત લક્ષણોની છે, કે જેણે હું જ્યારથી આ સ્કુલની સ્થાપનાના વખતથીજ એક નાના છોકરા તરીકે આ સ્કુલમાં જોડાયો હતો, ત્યારથીજ મારી ઉપર હંમેશાં મોટી અસર ઉપજાવી છે, આવાં પ્રકારનાં એક કેળવણી ખાતાંને સ્થાપી તેને રચવા માટે મોટી હીંમત, મોટી ધીરજ, મોટી સહનશકતી અને ઓહોલા અનુભવની ઘણી મોટી જરૂર હોય છે.

મેસર્સ ભરડા અને મરઝબાનની સભ્યતા, નરમાશપણું, સાલેસાઇપણું, અંતઃકરણ પુર્વક કામ કરવાની કાલજી, "ઇન્સીએટીવ" સાહાસ, વિગેરેના સબબે આ સ્કુલ હસ્તીમાં આવી તેની આજે આવી મગરૂરીભરી મોટાઇએ પુગી છે (જોશભેર તાલીઓ). તેના કામકાજના પ્રોગ્રામ ઉપરથી સઘળાઓએ જોયું હશે કે આપણા પ્રીન્સીપલોએ નાણાના બદલાના ફળની દરકાર બીલકુલ રાખી નથી (તાલીઓ) અને પોતાની બીનસ્વાર્થી સેવાઓથી આખા ઇલાકાને એક સારો નકલ કરવા જોગ દાખલો પુરો પાડયો છે (તાલીઓ). તેઓએ સરકાર તરફથી નક્કી કરવામાં આવેલા સ્ટેનડર્ડો પોતાની સમક્ષ રાખ્યા હતા, પણ એ સ્ટેનડર્ડો કાંઇ ઘણા પ્રોગ્રેસીવ નહીં હતા. હું કાંઇ સરકારની સામે વાંધો ધરાવતો નથી. ઉલટું આ સ્કુલ જ્યારે સ્થપાઇ હતી, ત્યારે મુંબઇમાં લોર્ડ હેરીસની સરકારે જે સ્ટેનડર્ડો નક્કી કર્યા હતા તે તે વેળાનો વખત ધ્યાનમાં લેતાં લીબરલ પ્રકારના હતા એમ હું કબુલ કરૂં છું, પણ મેસર્સ ભરડા અને મરઝબાને તો એ સ્ટેનડર્ડો કરતાં પણ વધુ લીબરલ રીતે કેળવણી આપવાનું બીડું ઝડપ્યું (જોશભેર તાલીઓ) અને એ મુજબ લીબરલ કેળવણીના પાયોનીઅરો તરીકે તેઓએ કામ બજાવીને એવા પ્રોગ્રેસીવ સ્ટેન્ડર્ડોના દાખલા આપ્યા છે કે જેની નકલ આ ઇલાકાની બીજી સ્કુલો ઘણી સરસ રીતે કરી શકશે (તાલીઓ). તેઓએ પોતાના આ મોટા સાહાસમાં મોટા જોખમો ઉપાડી લીધા. આ બનવાજોગ હતું કે જો જાહેર પ્રજા તેઓના આવા "લીબરલ આઇડીઅલો"ની પીછાણ નહીં કરતે અથવા તો જો તેને બરાબર ટેકો નહીં મળવા પામ્યો હતે તો આજે આ સ્કુલ જે આગેવાન દરજ્જો ધરાવે છે તેવા પ્રકારની તે નીવડવા પામતે નહીં. પણ આપણે સઘળા જોઇને ઘણા ખુશી છીએ કે મેસર્સ ભરડા અને મરઝબાનનો આ તારીફલાએક સાહસ ઘણો ફત્તેહમંદ નીવડયો અને તેનાં ફળ હજારો વિદ્યાર્થીઓએ લાભ સાથે ચાખ્યાં છે (ચાલુ જોશભેર તાલીઓ).

## માનપત્ર.

એ બાદ મી. ભુલાભાઇ દેસાઇએ ધી ન્યુ હાઇ સ્કુલના જોઇન્ટ પ્રીનસીપલો મી. જાલભાઇ દોરાબજી ભરડા અને મી. કેકોબાદ બેહેરામજી મરઝબાનને સ્કુલના આગલા અને તે વેળાના વિદ્યાર્થીઓ તરફથી એનાયત કરવાનું માનપત્ર નીચે મુજબ વાંચી સંભળાવ્યું હતું :—

**વ્હાલા સાહેબો,**

આ ઇનસ્ટીટયુશનની ૨૫ મી સાલગરેહ ઉજવવાના પ્રસંગે અમો ધી ન્યુ હાઇ સ્કુલના આગલા અને હાલના વિદ્યાર્થીઓ, તમોએ જે મહાન અને કાયમનું કામ છેલ્લી પા સદી દરમ્યાન કેળવણીના લાભમાં કર્યું છે, તે માટે અમારી અંતઃકરણ પુર્વકની મુબારકબાદીઓ સાથે અમો આજે તમારી સનમુખ રજુ થઇએ છીએ. જનમથીજ શિક્ષકોના ઉત્સાહની ઉલટ સાથે અને વધુ ખેંચાણકારક અને નફાકારક ધંધાદારી કારકીરદીઓને રાજીખુશીથી છોડી દઇને નવી અને સુધારાવધારાની ઢપ ઉપર કેળવણી આપવાની નેમ સાથે લાએક રીતની સામગ્રી ધરાવનારી અને કુશળ સ્ટાફ ધરાવનારી એક સ્કુલ ખોલવાનો ખયાલ ૨૫ વરસની વાત ઉપર તમોએ રચ્યો અને અમલમાં મુકયો અને "ઓરથોડોક્ષ" રૂઢીઓથી બહારની સાંકળોથી વગર ગુંચવાલે કીંમતભરી રીતે વેગળા ગયા હતા. તમોને ઉંડા સંતોષની આ બાબદ થઇ પડયા વગર રહેશે નહીં કે તમારી જાતી ભોગ આપનારી મેહેનતોના ફળ આ ઇલાકાની મુખ્ય આગેવાન સ્કુલોમાંની એક સ્કુલના રૂપમાં જોવાને જીવતા રહેવાનું તમારા સરજતમાં છે. જે સ્કુલને તમોએ સ્થાપી ખાલવીને સુંદરતા અને ઉપયોગી-પણાંની હાલની સ્થિતિમાં તેને લાવ્યા છે. (જો કોઇએ શબ્દ રચના આ મુજબ નહીં ધરી હતે તો હું કહેતે કે ઇલાકાની મુખ્ય આગેવાન સ્કુલોમાંની એક નહીં પણ ઇલાકાની સઉથી મુખ્ય આગેવાન સ્કુલ).

આપણી સ્કુલ તેના "રોલ્સ" ઉપરની વિદ્યાર્થીઓની સંખ્યામાં, વારસીક મેત્રીકયુલેશનની પરિક્ષાઓમાં, મેળવવામાં આવેલી ફત્તેહોની સંખ્યામાં અને દરેકે દરેક જાતના સ્પોર્ટસના ખેતરોમાં પણ તેના વિદ્યાર્થીના સુંદર સાહાસોમાં એક રેકોર્ડ ધરાવે છે જે અત્યાર સુધી તોડવામાં આવ્યો નથી અને જે મહાન ઇન્સ્ટીટયુશનનો અમલ ચલાવવાનું તમો માન અને હક્ક ધરાવો છો તેના નોંધવાલાએક ખાસ બનાવોમાંના કેટલાકોનું વિવેચન અહીં કરવાની અમો પરવાનગી માગીએ છીએ.

આ ઇનસ્ટીટયુશન આજે પોતાના "રોલ્સ" ઉપર ૨૨૦૦ વિદ્યાર્થીઓ ધરાવે છે, તેણે ૧૮૧૧ મેત્રીકયુલેટસ બાહેર પાડયા છે (તાલીઓ), તે એક સુંદર રીતની સામગ્રીઓવાળી લેબોરેટરી, એક ભરપુર લાઇબ્રેરી, અને એક તાલીમ આપનાર મ્યુઝીઅમ ધરાવે છે. તે

શારીરિક ખીલવણી માટે બોહોલી સગવડો પુરી પાડે છે, તે એક ક્રિકેટ કલબ, હૉકી કલબ, અને એક બોક્ષીંગ કલાસ અને એક જીમનેશીઅમ નીભાવે છે. એક મ્યુઝીક કલાસ અને એક ડ્રૉઇંગ કલાસ નીભાવે છે અને તેની પાસે ચીત્રોનાં "ડેકોરેશન્સ" છે—હીસ્ટોરીકલ, જીઓગ્રાફીકલ, લીટરરી, અને આરટીસ્ટીક—જે ધી ન્યુ હાઇ સ્કુલ ખાતે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓના કરતાં વધુ મોટી વયના ઘણાક સખશો માટે કેળવણી આપનારી કીંમત ધરાવે છે. તે વળી એક "ડીબેટીંગ યુનીઅન" પણ ધરાવે છે અને તે એકસકરશનો, લેનટર્ન લેકચરો અને ભાષાણો કરવાની હરીફાઇઓ નીયમસરની રીતે રચે છે (તાલીઓ).

જે શિક્ષકો આ ઇનસ્ટીટયુશનના વિદ્યાર્થીઓને એક "ઓલ-રાઉન્ડ" કેળવણી આપવાનાં મહાન કામમાં તમારી સાથે વખતોવખત જોડાએલા હતા તેઓ માટે ઉપકારની અમારી લાગણી જાહેર કરવા વગર અમો આ પ્રસંગ પસાર થવા દઇ શકતા નથી અને પા સદીની એક મુદત દરમ્યાન તેઓએ અગનવેલી વગર ધરમગની પણ તેથી કાંઇ ઓછી વખાણને લાએકની નહીં એવી સેવાઓ અમો આભાર સાથે સ્વીકારીએ છીએ. અમો જોઇને ખુશી છીએ કે આ ઇનસ્ટીટયુશનને એક મક્કમ અને તનદુરસ્ત પાયા ઉપર મુકવાને તમોએ ઘણી મોટી કોશેશો કરી છે. અને આવાં પગલાંઓમાંનું ઘણુંજ સારી સંતોષકારક પગલું આ ઇનસ્ટીટયુશનના શિક્ષકો માટે એક પ્રોવીડન્ટ ફન્ડની સ્થાપનાનું છે. તમોએ જે ઉંચો દાખલો બેસાડયો છે તે કેળવણીના નિયમોના તમારા ઉંડા અભ્યાસને અને તે નિયમો હિંદી વિદ્યાર્થીઓની હાજતો અને જરૂરીઆતોને લાગુ પાડવાને આભારી છે, અને તેણે પશ્ચિમ હિંદુસ્તાનમાંની સ્કુલો વચ્ચે કલચર અને ડીસીપ્લીનના ધોરણને ઉંચું કરવામાં મોટો લાગવગ લગાડી વલણ આપી છે.

ધી ન્યુ હાઇ સ્કુલે આ મહાન કૉસમોપોલીટન શેહેર તેમજ આ ઇલાકાની જીંદગીને લગતા તરેહવાર જુદા જુદા ધંધાઓ અને કામકાજોમાં ઘણા ઉપયોગી અને વફાદાર શેહેરીઓ બાહેર પાડયા છે, અને અમો આશા રાખીએ છીએ કે તેઓના સાહાસો તમોને મગરૂરી અને સંતોષ આપનારૂં એક સાધન હંમેશાં રહેશે.

સેવટે તમોને ખાત્રી આપવાની અમોને કદાચજ જરૂર છે કે આવતી ઘણીક ઓલાદો સુધી ધી ન્યુ હાઇ સ્કુલના વિદ્યાર્થીઓ આ ઇનસ્ટી-

ટયુશનની મનમાં વ્હાલી ગણી રાખેલી યાદ તરફ મગરૂરી સાથે ફરશે, કે જે ઇનસ્ટીટયુશનમાં તેઓના પેહેલવેહેલા આઇડીઅલોએ રૂપ લીધું હતું અને તેઓની કેરેકટરનો પાયો રચાયો હતો. આ ઇનસ્ટીટયુશન, જે તમારાં માનવંત નામો સાથે હંમેશાં જોડાએલું રહેશે, તેનાં કીસમતની રાહબરી ચાલુ રાખવા માટે ખુદાતાલા તમોને તનદરોસ્તી અને શક્તિમાં લાંબી જીંદગી બક્ષે (જોશભેર તાલીઓના ચાલુ અવાજો અને હુરરેના પોકારો).

## પોતાના બન્ને વ્હાલા ઉસ્તાદો ઉપર ચેલાઓએ કરેલો ફુલોનો નીસાર.

ઉપલું માનપત્ર ચાંદીની એક કાસકેટમાં મુકીને તે પ્રીનસીપલોને તાલીઓના મોટા અવાજો અને ખુશાલીના ભારે પોકારો વચ્ચે એનાયત કરવામાં આવ્યું હતું. આ વખતે જ્યાં મેસર્સ ભરડા અને મરઝબાન ઉભા હતા ત્યાં ઉપર બાંધેલી ફુલની બાસકેટોમાંથી ફુલનો વધાવો તેઓ ઉપર આવી પડયો હતો તેમજ તે પછી એ બન્ને માનવંત પ્રીનસીપલોને ફુલના તોરા તથા હાર એનાયત કરવામાં આવ્યા હતા જે વેળાએ થીએટર ખુશાલીના તથા હુરરેના પોકારોથી લાંબો વખત સુધી ગાજી રહ્યું હતું.

## મી. જાલભાઇ ભરડાનું ભાષણ.

પોતાને એનાયત થયલાં માનપત્ર માટે મી. જાલભાઇ ભરડા જવાબ આપવા ઉઠતાં તેવણ માટે ખુશાલીના ભારે પોકારો થઇ રહ્યા હતા. તેવણે નીચે મુજબનું ભાશણ કર્યું હતું જે ખરેજ એક યાદગાર રહેવા લાએકનું ભાશણ હતું :—

પચીસ વરસની વાત ઉપર કોલેજમાંથી તુરતનાજ બાહેર પડેલા બે ઘણા જવાન પુરૂષોને દરિઆ કીનારે, ચર્ચગેટ સ્ટેશન અને કોલાબાના પુલ વચ્ચે મોટી મસલહત ચલાવતા જોઇ શકાતે. તેઓ એક નવી સ્કુલની યોજના રચતા હતા. તે માટેના સાંધનો પુરાં પાડનારી કમીટી તરીકે તેઓ ગોઠવાઇ ગયા હતા. એ તો ઠીકજ થયું કે ભવિષ્યમાં શું થશે તે તેઓ બરાબર જોઇ શકયા નહીં. તેઓના મારગમાં પડેલા ખાડા ખબોચીયાં અને કેળવણીની આ નવી યોજનાને લગતી મુશકેલીઓ તેઓ જોઇ શકયા નહીં. તેઓ જો તે જોઇ શકયા હતે, તો એ મુશકેલીઓથી ડરી જઇને તેઓ પાછળ હઠી ગયા હતે અને ન્યુ હાઇ સ્કુલ હસ્તીમાં

આવતેજ નહીં. એ યોજનામાં ખચીતજ નીશફળતા મળવાની જે સઘલી આગાહીઓ યોજનાના ખેરખાહો તેમજ વિરોધીઓએ કરી તેથી જો ગભરાઇને પોતાની માનીતી યોજનાથી તેઓએ હાથ ઉઠાવ્યો હતે તો આજે ભારોભાર ઉત્સાહ અને તમારી સ્કુલ તરફની વફાદારી સાથ તમો અત્રે આવ્યા હતે નહીં. તેજ એ જવાન્યાઓ, જેઓ તમારી સેવામાં બુઢા થયા છે, તેઓ પોતાના કારોબારનો એહેવાલ રજુ કરવાને આજે તમારી સનમુખ ખડા છે.

## સ્કુલની મદેહનજર—સ્કુલના પ્રીનસીપલો પોતે એક મોટો પાઠ શીખ્યા.

તા. ૧ લી જાનેવારી ૧૮૯૧ ને દીને અમો એ સ્કુલને હસ્તીમાં લાવ્યા તે અગાઉ અમોએ એક મદેહનજર બાહેર પાડીને એક નવી સ્કુલ સ્થાપવાની અમારી નેમો દરશાવી. તે "કાગળનું ચીથરૂ" બાહેર પડવાને પચીસ વરસો વહી ગયાં છે, અને જે "આઇડીઅલ્સ" અમોએ અમારી સનમુખ મેલ્યા હતા તેને જો કે સદંતર નહિં તો પણ મોટે ભાગે અમો વળગી રહ્યા છીએ કે નહીં તે નકકી કરવા માટે પચીસ વરસની મુદત પુરતી લાંબી છે. સબબ, એ પચીસ વરસમાં અમો પોતેબી એક મોટો પાઠ શીખ્યા છીએ અને તે એ કે આપણી નેમ શું હોય અને આપણાથી બની શું શકે તે વચ્ચે અને શું થઇ શકશે તે વચ્ચે આ દુન્યામાં આપણે તફાવત રાખવો જોઇએ. પણ માનપત્રમાં તમોએ અમારાં કાંમ વિષે જે ઘણાજ માયાળુ શબ્દોમાં ઇસારો કર્યો છે, તેથી અમને એવું માનવાની ઉલટ મળે છે કે તમારાં મત મુજબ અમો તે "આઇડીઅલો"થી ઘણા પછાત પડયા નથી.

## સ્કુલ ઉપર લોકોનો ટકી રહેલો વિશ્વાસ.

તમો સ્કુલના કદ વિષે બોલ્યા છો. એ સ્કુલ આખી બ્રીટીશ શેહેનશાહતમાં સૌથી મોટી છે એવો દાવો તેના કેટલાક ઘણાજ ઉત્સાહી વિદ્યાર્થીઓ કરે છે, તે ખરેખર સૌથી મોટી છે કે નહીં તે અમો જાણતા નથી. પણ એક વાત ચોક્કસ છે તે એ કે તેના હાજરીપત્રકમાં વિદ્યાર્થીઓની સંખ્યા ચાલુ વધતી જાય છે તેને એવાં ચીન્હ તરીકે સલામતી સાથ લેખી શકાશે કે એ સ્કુલ ઉપરનો અને તેની રાહરીતી ઉપરનો મુંબઇનાં ચઢતા વર્ગના અને વચલા વર્ગનાં લોકોનો વિશ્વાસ ટકી રહેલો.

છે. ૧૮૯૧ ની આખેરીએ વીદ્યાર્થીઓની સંખ્યા ૯૦૧ ની હતી. ૧૯૦૦ માં ૧૪૧૯ ની, ૧૯૧૦ માં ૨૦૦૮ ની અને ૧૯૧૫ માં ૨૨૭૧ ની થઇ હતી. એ બીનાઓના સંબંધમાં એ સંખ્યા ધ્યાનમાં લેવાની છે. પેહેલી એ કે મોટો લાભ ધરાવનારી નેમ અને રાહરીતીવાળી અમારા જેવી સ્વઆધાર રાખનારી સ્કુલમાં ફીના દર જરૂરજ ઘણા ઉંચા રાખવા પડે છે. અમારી સ્કુલના દર સરકારી સ્કુલોના દર કરતાં વધુ છે. બીજી બીના એ છે કે વિદ્યાર્થીઓની મોટી સંખ્યા ઉપલા વર્ગમાં ચહડાવવા માટે લાએક નહીં માલમ પડવાથી અને ડીસીપ્લીનને લગતા સબબોને લીધે સ્કુલ છોડી જાય છે. ડીસીપ્લીનના બાબમાં અમો કેવા ખંતી રહીએ છીએ તે બાહેરના આસામી કદીબી જાણી શકે નહીં. તમો કે જેઓ તેનો લાભ મેળવી ચુકા છો તેઓજ માત્ર તેનો પુરાવો આપી શકશો.

## સ્કુલના વર્ગો ઘણા મોટા હોવાની ફરીઆદ-તેનો રદીઓ.

કોઇ વાર એવો આરોપ મેલવામાં આવે છે કે અમારા વર્ગોનો વહીવટ સારો ચાલતો હોવા છતાં "એ વર્ગો ઘણા મોટા છે." તેનો જવાબ અમો એમ કહીને આપીશું કે મેત્રીકયુલેશન સ્ટેનડર્ડ બાદ કરતાં અમારા બીજા વર્ગો અમો બની શકે એટલા નાના રાખીએ છીએ. મેત્રીકયુલેશનના વર્ગો, કે જેમાં કોલેજમાં અને સ્કુલમાં શિક્ષણ આપવાની રાહરીતી વચ્ચેનો સંબંધ છે અને જ્યાં લેકચરો આપવાની રૂઢી અખત્યાર કરવામાં આવે છે, ત્યાં વર્ગોને નાના રાખવાની જરૂર જણાઇ નથી. પણ તમો પોતે જાણો છો કે ઇંગ્રેજી કોમપોઝીશન અને પ્રેકટીકલ સાયન્સ જેવી બાબદોમાં દરેક વિદ્યાર્થી ઉપર છુટું ધ્યાન આપવાને કેવી ખાસ ગોઠવણો કરવામાં આવે છે. અમારી યોજનાને વાજબી પુરવાર કરવા માટે અમારાં પરિણામોનો હવાલો અમો તમને આપીશું.

## ન્યુ હાઈ સ્કુલ-એક સાર્વજનીક ખાતું.

અમારી સ્કુલને લગતી એક બીજી જાણવાજોગ બીના વિષે અમને એસારો કરવા દેશો? પારસી નહીં હોય એવા ૧૦૮૩ વીદ્યાર્થીઓ તેના હાજરીપત્રક ઉપર છે તે આ ખાતાંને સાર્વજનીક પુરવાર કરે છે. હા, અમારી સ્કુલ એક સાર્વજનીક સ્કુલ છે. તે નાતજાતનો કાંઇ અંતર જાણતી નથી. તેને પારસીઓના જેટલોજ ટેકો હિંદુઓ અને મેહોમેદનો તરફથી મલતો રહ્યો છે.

## ન્યુ હાઇ સ્કુલના આઇડીઅલો—કેળવણી ખાતાંના સત્તાવાળાઓએ તે અખત્યાર કર્યાં.

અમોએ કેટલાંક "આઇડીઅલો" અમારી સનમુખ મેળ્યા હતા, એમ અમોએ તમને જણાવ્યું છે. એ આઇડીઅલો ખરેખર વેહેવારૂ અને અમલમાં મેલાય તેવા હતા, તે માત્ર તમને દેખાડવાને ખાતર અને નહીં કે કેળવણીનાં ખેતરમાં પાયોનીઅર હોવાનો દાવો કરવાને ખાતર અમો એવું કહેવાની રજા લઇશું કે તેમાના ઘણાખરા "આઇડીઅલો" આ ઇલાકાના કેળવણીખાતાના સત્તાવાળાઓને પસંદ પડીઆ છે, અને તેઓએ તે અખત્યાર કર્યા છે, તો જો કે અમારી સ્કુલમાં તેની અજમાએશ લેવાયા પછી ઘણે વરસે તેઓએ તેમ કર્યું છે. ડ્રોઇંગની કેળવણી ઉપર હવે દરેક ઠેકાણે ઘટતું ધ્યાન અપાય છે. અને ગયે વરસે એક ખાસ ડ્રોઇંગ ઇનસ્પેકતરની નીમણુક કરવામાં આવી હતી. પણ અમારી સ્કુલમાં તો છેક ૧૮૯૧ માંથી ડ્રોઇંગની બાબદ ચાલુ અભ્યાસક્રમના એક ફરજ્યાત ભાગ જેવી હતી. યુનીવરસીટીએ સાયન્સને લગતાં વેહેવારૂ કામને વાજબી રીતે મેત્રીકયુલેશનના અભ્યાસક્રમનો એક જરૂરી ભાગ જેવું બનાવ્યું છે. પણ અમોએ વરસોની વાત ઉપર એ કામ દાખલ કર્યું હતું.

## સ્કુલના વિદ્યાર્થીઓની સેહેલઘાહ.

સ્કુલના વિદ્યાર્થીઓની સેહેલઘાહને હવે ઉત્તેજન આપવામાં આવે છે, અને તે માટે ખાસ સરકારી ગ્રાન્ટોબી આપવામાં આવે છે, પણ વિદ્યાર્થીઓની નિયમીત સેહેલઘાહો છેલ્લાં દશ વરસ થયાં અમારા કામના એક મુખ્ય ભાગ જેવી થઇ પડી છે. સ્કુલોમાં મેજીક લેનટર્નના ચીત્રો સાથનાં નીયમીત લેકચરો દાખલ કરવાની તારીફલાએક કોશેશો કેળવણી ખાતાં તરફથી હાલ થાય છે, પણ સારાં ધોરણ ઉપરનાં એવી જાતનાં લેકચરો છેલ્લાં ચઉદથી પંદર વરસ થયાં અમારી સ્કુલમાં અપાય છે. છોકરાઓ તથા છોકરીઓની કેળવણીમાં ડ્રીલ તથા કસરતને હાલ જગા આપવામાં આવી છે પણ અમોએ તો જે દીને સ્કુલ ચાલુ થઇ તેજ દીને ડ્રીલને ફરજ્યાત બનાવી હતી. દરેક સ્કુલને એક લાઇબ્રેરી પુરી પાડવાનાં પગલાં હાલ ભરાય છે. અમારી સ્કુલમાં તો ૧૮૯૧ માંથી એક લાઇબ્રેરી હતી અને તે વખતથી તે વધતીજ ગઈ છે. તેમાં એકંદર ૨૮૦૪ પુસ્તકો

છે. આ લાઇબ્રેરીમાનાં પુસ્તકો માત્ર કબાટોને શોભાવનારાં નથી, તે એટલા ઉપરથી માલમ પડશે કે ગયે વરસ અમારા છોકરાઓને ૪૧૮૬ પુસતકો વાંચવા આપ્યાં હતાં. એ ઉપરાંત અમારે ત્યાં શિક્ષકો માટે એક જુદી ખાસ લાઇબ્રેરી છે, જેને અમારી ગુંજાસ મુજબ બની શકતી ઉત્તમ સ્થિતિમાં લાવવાની અમો કોશેશ કરીએ છીએ. એ ઉપરાંત અમારો રીડીંગ રૂમ વીદ્યાર્થીઓને તથા શિક્ષકોને એવી જાતનાં ઘણાં વર્તમાનપત્રો, ચોપાન્યાં પુરાં પાડે છે કે જેને ઘણો સખત ટીકાકાર પણ સલામતીભર્યાં લેખશે. એ ઉપરાંત સ્કુલોમાં મ્યુઝીઅમો રાખવાની વાતો થાય છે, તમો અમારા આગળા તેમજ હાલના વિદ્યાર્થીઓ ગવાહી પુરશો કે ૧૮૯૧ માંબી અમારી સ્કુલમાં એક મ્યુઝીઅમ હસ્તી ભોગવતું હતું. તે ધીમે ધીમે એટલું બધું વધ્યું છે કે તેને નીચલા ત્રણ ભાગમાં વેંહેંચી નાખવું પડયું છે.

(૧) જેનરલ મ્યુઝીઅમ, (૨) નેચરલ સાયન્સનુ મ્યુઝીઅમ, (૩) અને કીનડરગાર્ટન મ્યુઝીઅમ. એમાંનું છેલ્લું મ્યુઝીઅમ કીનડરગાર્ટનને લગતાં અમારા કામમાં અને "ડાયરેકટ મેથડ"થી ભાષાઓ શીખવવામાં ઘણું મદદગાર થઇ પડયું છે. પ્રાણી અને વનસ્પતિ વિદ્યાને હવે વાજબી રીતે ઘટતી અગત્યતા આપવામાં આવે છે. ગારડનીંગને લગતાં થોડાંક વેહેવારૂ કામની કોશેશ વટીક અમોએ કરી છે. આ બાબદને લગતી અમારી નરમ કોશેષો સ્કુલની કારકીરદીની શરૂઆતમાં ચાલુ થઇ હતી. આ બાબદમાં અમારે માત્ર એટલુંજ ઉમેરવાનું છે કે અત્રેના તેમજ બાહેરનાં બીજાં ખાતાંઓમાં અમને જેબી કાંઇ સારૂં માલમ પડે તે શીખીને તેના લાભ લેવાને અમો હંમેશ તૈયાર રહીએ છીએ.

## સ્કુલનો સ્ટાફ—તેનું રૂ. ૪૨ હઝારનું પ્રોવીડન્ટ ફન્ડ.

અમારા સ્ટાફના મેમ્બરોએ સ્કુલની જે કીમતી અને તારીફલાએક સેવા બજાવી છે તે વિષે તમો જે કાંઇ બોલ્યા છો તેના બોલેબોલ સાથ અમો તદન મળતા થઇએ છીએ. અમો મજબુતી સાથ જણાવીએ છીએ કે આખી મુદત દરમ્યાન તેઓ અમારા ઘણાજ લાએક મદદગારો થઇ પડયા છે, જેઓની ખરાં દીલની મદદ અને મેહેનત વગર, સ્કુલને જે ફત્તેહ મળેલી તમો જણાવો છો, તેના અર્ધા ભાગ જેટલી ફત્તેહબી તે મેળવી શકતે નહીં. તેઓ અમારા કામના ખરા "સ્પીરીટ"માં ઉતર્યા.

છે. સરકારી ટ્રેનીંગ કોલેજમાંથી બાહેર પડતા શિક્ષકો અમને મળી શકતા નથી, પણ અમારા ગોઠયાઓને જે તાલીમ લેવાની સગવડ અમે કરી આપીએ છીએ તે તાલીમ તેઓ એવી ઉલટથી લે છે કે તેથી અમો એક મોટી મુશકેલી દુર કરી શકીએ છીએ. ૧૮૯૧ માં અમારા શિક્ષકોની સંખ્યા ૧૭ ની હતી હાલ તે ૭૮ ની છે. તેઓમાં કસરત, ડ્રીલ, મુક્કાબાજી, ક્રિકેટ, મ્યુઝીક, ડ્રોઇંગ, અને રાઇટીંગના ખાસ શિક્ષકો સમાઇ જાય છે. તેઓમાં ૩૧ ગ્રેડયુએટો છે. પણ જે બીના તમોને ઘણી જાણવાજોગ લાગશે તે એ કે હાલના શિક્ષકોમાંના ખાસ્સા ૨૨ જણા આ સ્કુલના આગળા વિદ્યાર્થીઓ છે. શિક્ષકોનું પ્રોવીડન્ટ ફન્ડ જેને કેળવણીખાતાંના એક ઇનસ્પેકટરે એક વીચારવંત પગલાં તરીકે જણાવ્યું છે તે નકલ કરવા લાએક માલમ પડયું છે. તે હાલ રૂ. ૪૧,૭૬૭નું છે.

## ન્યુ હાઇ સ્કુલનું લીબરલ શિક્ષણ.

શિક્ષણ આપવાની રીતીનાં સંબંધમાં અમારા આપેલા કૉલને વફાદાર રહેવાને અમારાથી જેટલું બની શકયું છે તેટલું અમોએ કર્યું છે, કે જે કૉલ અમારી મદેહનજર મધ્યે અમોએ આપ્યો હતો. અમારા મુખમુદરાને પણ સાચ્ચા નીવડવાને અમોએ અમારાથી બનતું કર્યું છે, જે મુખમુદરા અમારા જવાનીના બીનઅનુભવી અવેશમાં ધારણ કર્યો હતો અને જે આપણી સ્કુલનો મુખમુદરા "સદા નવી" ('એવર ન્યુ' કે 'એવર ઑન') છે. આપણી સ્કુલ હંમેશાં વિચારોના દરેક નવા લાગવગ હેઠળ દોરવાઇ છે. દરેક નવી રીતી તરફ આપણે ધ્યાન આપ્યું છે અને સંજોગોસર જેટલું બન્યું છે તેટલું કરીને દરેક નવી રીતીને આપણે તપાસી જોઇ છે. યુનીવરસીટી પરિક્ષામાં સારાં પરિણામો નીપજાવવાની હદ ઉપરાંતની ઇચ્છા રાખીને આપણે કદીબી દોરવાયા નથી. અમારૂં શિક્ષણ જેમ બને તેમ "લીબરલ" બનાવવાની અમોએ કોશેશ કરી છે. સ્કુલની સુસ્ત જીંદગી બીજી રીતે જેમ થઇ પડે તેના કરતાં વધારે ઉલટભરી, વધારે ખરાં રૂપની બનાવવા અમોએ કોશેશ કરી છે. તે માટેના એક બે દાખલા પુરતા થઇ પડશે. એક ડે-સ્કુલના બાબમાં જે ઘણી મુશકેલીઓ ઉભી થવી જોઇએ તે ઉભી થવા છતાં આપણો મ્યુઝીક ક્લાસ પોતાનું કામ બજાવ્યો જાય છે. જો કે યુનીવર-

સીટી શેકસપીઅરના અભ્યાસની માંગણી કરતી નથી. છતાં આપણા શિક્ષણની બાબદોમાં શેકસપીઅર એક જગા ધરાવે છે અને આપણા છોકરાઓ તે મહાન શિક્ષાગુરૂની ઓળખ સાથે કૉલેજોમાં દાખલ થાય છે તો જો કે તે ઓળખાણ માત્ર ઉપર ટપકેની હોય છે. તેઓને મનથી તો કંઇ નહીં તો તેવણનું નામ કાંઇ માત્ર અમથું નામનુંજ નથી અને જેઓ શેકસપીઅરની વારસીક હરીફાઇના મેલાવડા વેળાએ હાજરી આપતા આવ્યા છે, તેઓને તે બીના સારી રીતે વાકેફ છે. આપણાં નાનકડાં "ડીબેટીંગ યુનીઅન"ની નીયમીત અથવાડીક સભાઓ મળે છે, જેમાં લાએક બાબદો ઉપર તકરાર ચલાવવામાં આવે છે અને જેમાં હાજરી હંમેશાં વધતીજ જાય છે. આ યુનીઅન આગળા તથા હાલના વિદ્યાર્થીઓને એકમેકના સમાગમમાં લાવવાના ઘણાં સરસ સાંધન તરીકેની ગરજ સારે છે. આપણી "ઈલોકયુશન" હરીફાઇઓ જેમાંની એક મોહડેથી ભાષણ કરાવવાની છે, તે તેમજ શેકસપીઅરના ભાગ બતાવવામાં આવતા નાટકો અને આપણાં "લેનટર્ન લેકચરો" ઘણાંજ કીંમતી પુરવાર થયાં છે. અને તે અખત્યાર કરવામાં આપણે કેટલા વાજબી છીએ, તેનો ખ્યાલ એટલાજ ઉપરથી આવી શકશે કે તેથી મેત્રીકયુલેશનની પરિક્ષાનાં આપણાં પરિણામો ઉપર બીલકુલ અસર થઇ નથી. એક વરસના અપવાદ સાથ આપણી સ્કુલ છેલ્લાં દશ વરસ થયાં મેત્રીકયુલેશનની પરિક્ષાનાં પરિણામમાં હંમેશાં મોખડે આવી છે અને આપણા કેટલાક વિદ્યાર્થીઓએ ઘણી ઉંચી પંકતી મેળવી છે. આ બાબદના સંબંધમાં ગયું વરસ અસાધારણ સારૂં નીવડયું હતું. મેત્રીકયુલેશનનાં લીસ્ટમાં પેહેલી બે જગા આપણા વિદ્યાર્થીઓએ મેળવી હતી. ઇન્ડીઅન સીવીલ અને મેડીકલ સરવીસ, તેમજ કાએદાની અને તબીબી લાઇનોમાં તથા જરનેલીઝમમાં અને જે ધંધાના અમો પોતે અંગના મેમ્બરો છીએ તે ધંધામાં પણ આપણી સ્કુલે ઠીક ગણવામાં આવે તે કરતાં વધારે ફાળો આપ્યો છે અને આપણા કેટલાક આગળા વિદ્યાર્થીઓએ માન તથા ઉંચી પદવી મેળવ્યાં છે. તેઓમાંના એકે "નાઇટહુડ" મેળવ્યું છે અને નામદાર વાઇસરોયની કાઉનસીલમાં મુંબઇના પ્રતીનીધી દાખલ બીરાજતા થયા છે. અમો આશા રાખીએ છીએ કે આ સઘળું અમારી માન્યતા ખરી પાડવાને બસ છે કે અમારી શિક્ષણ આપવાની રૂઢીઓમાં જે લીબરલ

ધોરણ અખત્યાર કરવાની અમોએ કોશેશ કરી છે, તેનાં ઘણાં સારાં પારણામો આવ્યાં છે (જોશભેર તાલીઓ).

## મી. કેકોબાદ મરઝબાનનું ભાશણ.

મી. કેકોબાદ બી. મરઝબાને એ પછી પોતાની તરફથી વીવેચન કરવા ઉઠતાં થીએટરનું મકાન એક વાર ફરીથી ખુશાલીના અવાજોથી ગાજી રહ્યું હતું.

મી. મરઝબાને પોતાનાં ભાષણમાં જણાવ્યું હતું કે અમોને જોઇને ભારે સંતોષ ઉપજે છે કે આપણા વિદ્યાર્થીઓનાં અંગબળની ખીલવણી કરવાની અમારી કોશેશોની પીછાણ કરવામાં આવી છે. અમો પ્રમાણીકપણે માનીએ છીએ કે આ બાબદમાં અમારી મદેહનજરમાં આપવામાં આવેલી કબુલાત કરતાં અમોએ વધારે કરી દેખાડયું છે. આપણે એક ઘણું સરસ જીમનેશીઅમ ધરાવીએ છીએ અને દરેક છોકરાના બાબમાં અંગબળની કસરતને ફરજયાત બનાવવામાં આવી છે, સીવાય કે જે દાખલામાં તે માટે વિદ્યાર્થીને તબીબી નજરે બીન લાએક જાહેર કરવામાં આવે. ૧૯૧૫ માં તેવા ૪૯ છોકરાઓને મુકત કરવામાં આવ્યા હતા. દરેક છોકરાની ઉંચાઇ, વજન અને છાતીના માપની નીયમીત નોંધ રાખવામાં આવે છે. અને દરેક "ટમ" વેળાએ દરેક છોકરાના માબાપો ઉપર તે નોંધ મોકલવામાં આવે છે, જે વાંચવામાં અમો આશા રાખીએ છીએ કે તેઓ ઉલટ લે છે અને ખાસ કરીને કેટલાંક માબાપો જેઓ પોતાના બાળકોની તનદરેસ્તીના બાબમાં બેદરકાર રહે છે તેઓમાં કંઇ નહીં તો થોડી ઉલટબી ઉશકેરે છે.

## મુક્કાબાજીનો વર્ગ.

અમારો મુક્કાબાજીનો વર્ગ હંમેશ એક યુરેપીઅન લશકરીની દેખરેખ હેઠળ ચલાવવામાં આવે છે. અને તે ઘણો લોકપ્રીય છે. થોડાં વરસની વાત ઉપર એ વર્ગ શરૂ કર્યા પછી અમારા ૮૦૦ થી વધુ વિદ્યાર્થીઓ મુક્કાબાજીનો કીંમતી હુન્નર શીખ્યા છે. નીચલા વર્ગોની ડ્રીલ ઉપર અમો સંભાલભર્યું ધ્યાન આપતા રહ્યા છીએ. ખાસ તાલીમ પામેલા ડ્રીલ શિક્ષકો એક ડ્રીલ સુપ્રીનટેનડન્ટની દેખરેખ હેઠળ તે શીખવે છે અને તેને માત્ર બાહેરના દેખાવ જેવી નહીં પણ ખરેખરી અસરકારક તાલીમ બનાવવા માટે અમોએ દરેક બનતું કર્યું છે. ખાસ

તઇઆર કરેલો કલાસ-ડ્રીલનો કોસ નીચલા વર્ગોમાં દાખલ કર્યો છે, જેથી એ વર્ગના છોકરાઓને દરરોજ કોઇબી જાતની અંગબળની કસરત મળે છે.

## ક્રીકેટ ટીમ—તે માટે ક્રીકેટ કોચ.

છેક ૧૮૯૧ થી અમો ક્રીકેટ ઉપર સારૂ ધ્યાન આપતા આવીઆ છીએ. દરેક હિંદી કોમના પ્રતીનીધીઓવાળા ટીમમાં આ સ્કુલના આગળા છોકરાઓને હંમેશ આગેવાન જગા મલે છે, ક્રીકેટ કોચને નોકરીએ રાખનાર અમો પેહેલા હતા. આ એક જાણુવાજોગ બીના છે કે મી. જે. ઇ. રીપોર્ટર, જેવણુનું નામ ક્રિકેટ માસ્તર તરીકે અમારી મદેહનજરમાં હતું તેવણ ૨૫ વરસની આખી મુદત દરમ્યાન એ જગા ઉપર ચાલુ રહ્યા છે. વિદ્યાર્થીઓની વધતી જતી સંખ્યાને લીધે બે વધુ ક્રીકેટ કોચ રાખવા પડયા છે. હમારી સ્કુલ હવે પોતાની "પ્લે ગ્રાઉન્ડ" ધરાવે છે, જેના બીજા કેટલાક કીંમતી લાભો ઉપરાંત અમારા શિક્ષકો અને છોકરાઓ માટે સાથે મળવાની જગા તરીકે પણુ તે કામ લાગે છે. અમને એ સગવડ કરી આપનારા સરકારી અમલદારોની માયા મેહેરબાની માટે અમો પુરતો ઉપકાર માની શકતા નથી. મુંબઇની હાઇ સ્કુલોના સીનીઅર ક્રીકેટ ટુરનેમેન્ટમાં અમારી સ્કુલ હંમેશ સારો દેખાવ કરતી રહી છે. ક્રીકેટની ચેમ્પીઅનશીપ માટેની અત્યાર સુધીની ૨૨ હરીફાઇઓમાં અમારી સ્કુલ ૧૦ વખત ચેમ્પીઅન ઠરી છે. અમોએ જુદા જુદા વર્ગો વચ્ચે ક્રીકેટની હરીફાઇ કરાવવા માટે એક શીલ્ડ રાખ્યું છે, આ ટુરનેમેન્ટને લગતો એક જાણુવાજોગ બનાવ એ છે કે કેટલાક શિક્ષકો પોતાના વર્ગ તરફથી છોકરાઓ સાથે રમે છે. અમારી સ્કુલને લગતું એક જાણુવાજોગ ફીક્ષચર અત્રે જણાવવાને અમોએ ભુલવું જોઇએ નહીં. તે શિક્ષકોના ટીમ વચ્ચેની મેચ છે. શિક્ષકો અને છોકરાઓ વચ્ચે સારી લાગણી બરપા કરવાના બાબમાં આ મેચ કેટલી બધી ઉપયોગી થઇ પડે છે તે જણાવવાની જરૂર નથી. છોકરાઓના મનમાં અસલથી જે એવી લાગણી ચાલતી આવેલી છે કે શિક્ષકો તો અમારા "કુદરતી દુશ્મનો" છે, તે લાગણી એ મેચથી દુર થાય છે.

## હૉકીની રમત.

હૉકીના બાબમાં અમો ધીમે ધીમે પણુ મક્કમપણે આગળ વધીએ

છીએ. રમતમાં જે સ્કુલો અત્યાર સુધી સારો દેખાવ કરતી રહી છે તેઓ એવું જાહેર કરીને અમને મોટી "કૉમપ્લીમેન્ટ" આપે છે કે અમો જોખમભરી રીતે તેઓની વધારે નજદીક જતા જઇએ છીએ.

## રમતગમતના અખાડા.

અમારી સ્કુલ જે અંગબળની કેળવણીને મોટી અગત આપે છે તે રમતગમતના અખાડાઓને ઉત્તેજન આપવામાં પછાત નહીં પડે એ કુદરતી છે. આ વરસ અમારી સ્કુલનો એવો ત્રીજો અખાડો થશે. એ હરીફાઇઓ મોટી ઉલટ ઉશકેરે છે. આ વરસની ૬૨૬ એન્ટ્રીઓ ઉપરથી તે જણાઇ આવે છે. દરેક રમતમાં પેહેલા, બીજા અને ત્રીજા આવનારને અનુક્રમે રૂપાનો, બ્રોનઝનો, અને કૉપરનો મૅડલ આપવામાં આવે છે. પ્રોગ્રામની દરેક રમતમાં મોટી હરીફાઇ ચાલે છે, પણ તે હરીફાઇ ખુશમીજાજમાં અને સ્પોર્ટસમેનને છાજતા સ્પીરીટ સાથે થાય છે. કંઇ પ્રોટેસ્ટો ઉઠતા નથી, જજોના ચુકાદા સામે કાંઇ સવાલો ઉઠાવવામાં આવતા નથી અને કશો ખીજવાટ યા બરબડાટ થતો નથી. એક મિત્રે કરેલા ટીકા મુજબ ઘડીઆળનાં સાંચાકામની પેઠે સઘળું કામ સડસડાટ ચાલે છે. અમારી સ્કુલના સ્પોરટીંગ સ્પીરીટ વિષે મગરૂરી અને સંતોષ સાથ એસારો કરવા વગર અમને ચાલતું નથી, કે જે સ્પીરીટ અમારા છોકરાઓમાં આમેજ કરવા માટે અમો બનતું કરીએ છીએ, તેઓ સ્પોરટીંગ એટીકેટનો ભંગ કરતા નથી યા બરખેલાફ થયલો મીજાજ બતાવતા તથી. શીકસ્ત મળે તો તે મોટાં મનથી સ્વીકારવાને તેઓને શીખાડવામાં આવ્યું છે. અને એકથી વધુ વાર એવું બન્યું છે કે જયારે તેઓની શીકસ્ત ફત્તેહ કરતાં પણ વધુ કીરતીવંત નીવડી છે. અમારી રાહરીતીથી પુરતા વાકેફ નહીં થએલા આસામીઓને અમારૂં આ કહેવું સહરાગાતભર્યું લાગશે પણ અમારા એ બોલવાના ટેકામાં અમો જણાવીશું કે અમારી સ્કુલે ૨૫ વરસની હસ્તી દરમ્યાન કોઇબી બીજી સ્કુલ સામે કદી પ્રોટેસ્ટ નોંધાવ્યો નથી અને કોઇબી બીજી સ્કુલે અમારી સ્કુલ સામે પ્રોટેસ્ટ કર્યો નથી. નહીં, ન્યુ હાઇ સ્કુલના છોકરાઓ ફત્તેહ મળે કે શીકસ્ત મળે તોપણ હંમેશ સ્પોરટસમેનને છાજતી રીતે વર્તે છે. ખાનગી સ્કુલોની ૨૫ વરસની વાત ઉપરની વલણ અને હાલની વલણ વચ્ચે કોઇ અપક્ષપાત આસામી જો સરખામણી કરી જોશે તો

સ્કુલો વચ્ચે હાલ જે ભાઇચારાની લાગણી હસ્તી ભોગવે છે તે જોઇને તેને ખુશાલીભરેલી અજાએબી ઉપજશે. બીજી સ્કુલોના વડાઓની એ બાબદને લગતી કોશેશોને મદદ કરવાને અમોએ બનતું કર્યું છે અને એવી કોશેશ કરવા માટે તેઓને મોટી સાબાશી ઘટે છે.

## નીતિની કેળવણી—તે કેમ આપવી જોઇએ ?

ખાસ તૈયાર કરેલાં પુસ્તકો અને લેકચરો મારફતે નીતિના સબકો વિદ્યાર્થીઓને ગળે ઉતારીને તેઓને સીધું નીતિ શિક્ષણ આપવાનો લાભ અમો માનતા નથી. અમો માનીએ છીએ કે એ બાબદમાં એક શિક્ષક, જે "શિક્ષક"ના નામને લાએક હોય, તે મોહોડેની શીખામણ કરતાં પોતાના જાતી દાખલાથી વધુ કરી શકે, અને તેના પરિણામથી સંતોષ પામવાનો અમને દરેક સબબ છે. પંજાબના લેફટનન્ટ ગવરનરે થોડાં વરસની વાત ઉપર જણાવ્યું હતું કે એક સ્કુલના સુધારા વધારા તપાસવાની ઘણીક રીતો છે. પણ સૌથી સરસ રીત એ છે કે સ્કુલ છોડયા પછી વિદ્યાર્થીઓની પાછલી જીંદગીમાં તેઓને મળવું અને જોવું કે સ્કુલમાં લીધેલી કેળવણીથી તેઓને કેટલો ફાએદો થયો છે. એ ધોરણ મુજબ તોલ કરતાં અમારા છોકરાઓ પોતાને માટે તેમજ સ્કુલને માટે સાબાશી લેવા લાએક માલમ પડયા છે, કે જે સ્કુલમાં તેઓ મધ્યમપણું, નરમાશ અને ગ્રહસ્થાઇના પહેલા પાઠ શીખ્યા હતા. અમોએ તમને ખુશામદ કરવા શીખવ્યું નથી, પણ અમારી ખાત્રી છે કે તમને નરમાશવાલા, તાબેદાર, અને સાચા થવાને શીખવ્યું છે. અમોએ મોટાં ધ્યાન (અને કહેવા દો કે) મોટાં ધ્રુજરાપણા સાથ અમારા મધ્યમ ચંચળાઇવાલા છોકરાઓની મોટી સંખ્યાની કારકીરદી તપાસી છે, કે જેઓ દુન્યામાં નાના નોકરી ધંધા ઉપર લાગી જાય છે અને એ મધ્યમ ચંચળાઇવાળા વિદ્યાર્થીઓના વરગ ઉપરથીજ સ્કુલની તેઓ ઉપર થએલી અસરની કસોટી થાય છે, અને એ બાબતમાં અમારી કોશેશોનાં ઘણાં સંતોષકારક પરિણામ આવ્યાં છે. નીતિની કેળવણીના એક ભાગ ઉપર અમોએ ખાસ ધ્યાન આપ્યું છે જેથી તે વિષે રીપોર્ટમાં જણાવવું જોઇએ, આપણા જવાન્યાઓ એક એવી ટેવને આધીન થાય છે કે જે તેઓના તન, મન અને નીતીની ખુવારી માટે જોખમદાર છે. અમારા વિદ્યાર્થીઓ કમનસીબે એ ટેવને આધીન થાય છે તેઓની આંખ્યો

ઉઘાડવાના કામને અમો ઘણુંજ અગત્યનું લેખીએ છીએ અમો મોટા સંતોષ અને વાજબી મગરૂરી સાથ કહીએ છીએ કે એવા સેંકડો જવાનોને સુધારનારાં સાંધન જેવા અમો થઇ પડયા છીએ, કે જેઓએ અમારી સેવાની કદર પાછળથી ઉંડાં એહેશાન અને પ્યારની લાગણી સાથ બુજી છે. પચીસ વરસ થયાં સારી ચાલચલણ માટે અમો એક ચાંદ આપતા આવ્યા છીએ. તમો જાણોછો તેમ એ ચાંદ એનાયત કરવાના બાબમાં સ્કુલનો દરેક જણ પોતાનો અવાજ રજુ કરી શકે છે. એ ચાંદ ઘણાં મોટાં ઇનામ તરીકે લેખાવો ચાલુ રહ્યા છે.

## વોર ફન્ડને સ્કુલની મદદ.

અમો અત્રે જણાવવાની લાલચ થોભાવી શકતા નથી કે અમારી સ્કુલે વોર ફન્ડમાં રૂ. ૨,૨૭૬ નો ફાળો આપ્યો છે. અને તેબી કોઇપણ જાતની બાહેરની સમજાવટ વગર. અમો સરકાર તરફની ખરેખરી વફાદારી સાથ હંમેશ કામ કરતા રહ્યા છીએ, એવી સાચી માન્યતાથી કે બ્રીટીશ સરકારની ઉદાર રાજનીતી વગર અમારાં જેવાં ખાતાં હસ્તીમાં આવને નહીં યા દેશના ઉત્તમ લાભો જાળવવાની ખાહેશ સાથ તેઓ પોતાનું કામ વગર નડતળે બજવી શકતે નહીં.

## છેલ્લાં પચીસ વરસોમાં બજાવેલું કાર્ય.

છેલ્લાં પચીસ વરસો દરમ્યાન બજાવવામાં આવેલાં કામકાજનું આ સરવાયું છે અને તમારી માયા મેહેરબાનીના પરિણામમાં અમો આજે તેનો હીસાબ રજુ કરવા પામીઆ છીએ. અમો ખરાં અંતઃકરણથી કહી શકીશું કે અમોએ ઘણું કરી બતાવ્યું છે. ઘણું કરી બજાવના રહ્યા છીએ, પણ તે છતાં આપણને એક વાત નજર આગળથી ખીસાડી નાખવી જોઇતી નથી કે હજી ઘણું કરવાનું રહ્યું છે અને ખાસ કરીને એક બાબદના સંબંધમાં ઘણું કરવાનું છે.

## સ્કુલ માટે જોઇતી પોતાની બીલ્ડીંગ.

જો કે અમો દર મહિને રૂ. ૨૩૭૫ જેટલું ભાડું આપીએ છીએ તે છતાં પણ આપણી શાળા પાસે પોતાનું એક જાથુકનું મકાન નથી, કે જે એક નિશાળને માટે રાખવામાં આવતા ઉંચા ખ્યાલોને બરનું બાંધવામાં આવેલું હોય. તમો જાણીને ખુશી થશો કે આપણી શાળા

માટે એક મકાન બાંધવાની યોજના ઉપર વિચાર ચલાવવામાં આવે છે, જ્યારે તે યોજના તૈયાર થશે ત્યારે તે તમો સનમુખ રજુ કરવામાં આવશે અને અમોને ભરોસો છે કે તે તમારી પસંદગી અને ટેકો મેળવવા પામશે. તમોએ અમારા કામ પ્રત્યે આભારની લાગણી અને પસંદગીનો છાપ માર્યો છે, પણ કદાપી એમ તકરાર લેવામાં આવશે કે તમારૂં મત કુદરતી રીતે એકતરફી ગણાશે. તેટલા માટે આ વાત જાણીને તમો ખુશી થશો કે સરકારી અમલદારો જેઓએ અમારી શાળાની મુલાકાત વખત દર વખત લીધી છે તેઓએ એવા શબ્દોમાં સંતોષ દેખાડયો છે કે જે આ શાળા સાથે સંબંધ ધરાવનારાઓને ઘણો હરખાવનારો તેમજ ઉત્તેજન આપનારો છે.

## સ્કુલ માટે મોટા સત્તાધીશોના માનવંત અભીપ્રાય.

મુંબઇના માજી હાકેમ લૉર્ડ લેમીંગટને કેટલાંક વરસોની વાત ઉપર ઈંગ્લાંડ મધ્યે હિંદી કેળવણી વિષે આપેલાં એક ભાષણ મધ્યે આપણી શાળા માટે ખાસ ઇસારો કરવાનું જરૂરનું ધાર્યું હતું, અને તેવણે બોલતાં જણાવ્યું હતું કે, "ખાનગી તેમજ મીશનરી શાળાઓ નહીં હોય એવાં ખાતાંઓ માટે પણ ઇસારો કરવાનું ભુલવું જોઇતું નથી, કે જેઓમાંની કેટલીક તો કુશળ કારોબારના બાબમાં ઘણે ઉંચે દરજ્જે પુગે છે. એવી શાળાઓમાંથી એક મુંબઇ શેહેર મધ્યે મેસર્સ મરઝબાન અને ભરડાના કારોબાર હેઠળ ચાલે છે, કે જે આખા હીંદી શેહેનશાહતમાં સઉથી મોટી શાળા છે અને તેનો સઘળો કારોબાર તેના ચેલાઓ પાસેથી લેવામાં આવતી ફી મધ્યેથી કરવામાં આવે છે, કે જે ચેલાઓની સંખ્યા ૧૭૦૦ થી ૧૮૦૦ જેટલી ગણાય છે. આ શાળા મેટ્રીકયુલેશનની પરિક્ષામાં ચેલાઓને પસાર કરવામાં સઉથી વધુ ફત્તેહમંદ છે તેમજ ક્રીકેટની ટ્રેનીંગમાં પણ તેવીજ શ્રેષ્ટ છે."

કેળવણીખાતાંના ડીરેકટર મી. સેલબીએ ગયે સાલ પોતાના રીપોર્ટમાં તેને એક નમુનેદાર ખાતાં તરીકે ઓળખાવ્યું હતું.

મી. જે. જે. કોવરનટન કે જેવણ બરમાહ ખાતેના નવા કેળવણીખાતાંના ડીરેકટર નેમાયા છે, તેવણ આપણી શાળાની એક સરકારી ઓધ્ધેદાર તરીકેની મુલાકાત લેનારા પહેલા ગ્રહસ્થ હતા અને તેવણે પોતાના રીપોર્ટમાં જણાવ્યું હતું કે "આપણી શાળા "એક અતીશય

ધ્યાન ખેંચનારી શાળા" હતી, અને સાહસીક તેમજ ચગોર નજરવાળા મેનેજરો કે જેઓ પોતે સારી કેળવણી પામેલા હોય અને કેળવણીની પીછાણ કરી શકતા હોય તેઓ શું શું કરી શકે તે તેવણ પહેલવહેલાંજ જાણવા પામ્યા હતા."

મી. લારી કે જેવણે એક કરતાં વધુ વેળાએ આપણી શાળાની મુલાકાત લીધી હતી તેવણે પોતાના એક રીપોર્ટ મધ્યે જણાવ્યું હતું કે "મારી આ મુલાકાતથી મને ઘણું જાણવાનું મળ્યું હતું, અને આ ખાતાંનો જે શ્રેષ્ટ રીતે કારોબાર ચલાવવામાં આવે છે તે માટે હું મેનેજરોને મુબારકબાદી આપુ છું."

બીજા એક ઇનસ્પેકટર મી. કરંડીકરે એવો અભીપ્રાય જાહેર કર્યો હતો કે "શારીરીક તાલીમના બાબમાં તો આ શાળા તેવણે જોયલી શાળાઓમાં એક સૌથી શ્રેષ્ટ શાળા હતી, અને આ શાળા ઘણે મોટે ભાગે એક "મૉડલ સ્કુલ"ની નેમ પાર પાડતી હતી."

આપણી શાળાએ તો ખરેખર રીતે જોતાં તો સરકારની સીધી સેવા બજાવી છે.

થોડાક વખતની વાત ઉપર એક મોટા સરકારી અમલદારે મદરાસ ખાતે બોલતાં જણાવ્યું હતું કે સરકારે જે સઘળાઓ વચગાલેની શાળાઓમાં દાખલ થવા ચાહતા હોય તેઓ માટે જે કરવું જોઇએ તે કર્યું નથી અને કરતી નથી. જો તેમજ હોય તો હમો એવો દાવો કરીશું કે હમોએ હજારો હિંદીવાન ચેલાઓને કેળવવાની જોખમદારીમાંથી સરકારને મુકત કરી છે અને તે પણ અમોએ સરકારી તીજોરીમાંથી એક રૂપીઓ પણ ઉપાડયા વિના કર્યું છે.

### આ સ્કુલ કાંઇ પૈસા પેદા કરવા માટેનું મશીન નથી.

જો આ સઘળું અમારી શાળાની હસ્તીને વાજબી ઠેરવતું હોય અને જો તે એમ પુરવાર કરી આપતું હોય કે અમોએ અમારા કામ તરફ ભકતીભાવ દેખાડયો છે, અને તે ખાતાંને "વધતામાં વધતા નફાની મારજીન" મેળવવા માટે સૌથી ઓછો ખર્ચ કરીને નહીં ચલાવ્યું હોય અને જો અમોએ તેને માત્ર એક "પૈસા પેદા કરનારાં મશીન" તરીકે નહીં વાપરયું હોય અને જો તમો એમ કબુલ કરતા હોવ કે અમારૂં કામ કોઇપણ જાતનો ખોટો "ફસ" યા આપવડાઇની ડીંગ મારવા વિના

અમોએ કર્યું હોય અને જો તમો એમ માનતા હોવ કે આપણા ગ્રેજ્યુએટો કાંઇપણ વેહેવારૂ કરી શકવાને નાલાએક છે એવા તેઓ સામે મેલવામાં આવતા આરોપને થોડેક હીસ્સે પણ જો અમો ખોટો પાડી શકયા હોઇએ, અને જો તમો ખરાં અંતઃકરણથી માનતા હોવો કે અમો તમો તરફ તેમજ અમારા પોતા તરફ સાચા નીવડયા છીએ તો અમો તમોને કહીશું કે તે માન ખાટવામાં તમોએ પણ ભાગ લેવો ઘટે છે, આપણે જે મહાન ખાતું ઉભું કરવા પામીઆ છીએ તેનો તમો દરેકે દરેક જણ એક ભાગ સમાન છો; તમો દરેક જણે આ શાળાને ઉછેરવામાં તમારો ફાળો આપ્યો છે.

## પ્રીનસીપલોની મોટી દોલત—સ્કુલના ચેલાઓની વફાદારી.

તમારા વિના તે આજે છે તેવું તે હોઇ શકતે નહીં. ન્યુ હાઇ સ્કુલ જેટલી અમારી છે તેટલીજ તે તમારી પણ છે. અને અમો આશા રાખીએ છીએ કે તમો તેના તરફ ચાલુ વફાદારીથી જોતા રહેશો કે જેના વિના તે આબાદ બની ન શકે, તેમજ જીવી પણ ન શકે. વ્હાલા જવાન્યાઓ, અમો કંઇ દુન્યવી નજરે શ્રીમંત નથી. મરકીના લાંબા સાલો કે જે નાણાં સંબંધી સંકટો અને સંકડામણોનાં વરસો હતાં તેણે તેમ કરવાનું તદ્દન અશકય બનાવ્યું હતું, પણ અમો માનીએ છીએ કે અમારા ચેલાઓની વફાદારી એ અમારી મોટી દોલત છે. તે વફાદારી એ અમારી મોટી અમુલ્ય અસકયામત છે. તમારી વફાદારીમાં અમારૂં બળ સમાએલું છે અને તમારી આભારોની લાગણી એજ અમારે મનથી અમારૂં સઉથી મોટું ઇનામ છે. તે ખરેખર અમારે મનથી અતીશય સંતોષકારક બીના છે કે આ શાળાએ તમારી આભારભરેલી વફાદાની ઉપર આટલી મુસ્તકીમ ઇમારત ચણી છે. અમો ભરોસા સહીત માનીએ છીએ કે જ્યાં સુધી ન્યુ હાઇ સ્કુલ આ વફાદારી મેળવવાનું ચાલુ રાખશે ત્યાં સુધી તેને કોઇપણ રીતે હેઠળ ગબડી પડવાની યા ભાંગી પડવાની ચીંતા નથી. તેટલા માટે અમારી જે મોટી ઉમેદ છે તે એ કે તમો અમારે માટે સારૂ બોલો એટલુંજ નહીં પણ અમારે માટે સારૂંજ વિચારો, તમારા તરફનું માનપત્ર અમને સંતોષ આપે એમ નથી. અમો તમારા તરફની માયાકુળ નજર અને મોહોબત માટે તરસ્યા છીએ, વ્હાલા જવાન્યાઓ,

જો અમો એમ કહીએ કે આ સઘળાંથી અમારાં જીગર ઉપર અસર થઇ નથી તો અમો માણુસ નહીં કહેવાઇશું. અમો અંતઃકરણપુર્વક રીતે માનીએ છીએ કે અમોએ છુટથી હસ્તે ચેહેરે અને રાજીખુશીથી તમોને અમારા પાસે જે સાથી શ્રેષ્ઠ હતું તે આપ્યું છે પણ તેમ કરવામાં અમને અમારો પુરતો બદલો મળ્યો છે.

## શિક્ષકોની તનદરોસ્તી માટેની મોટી કાળજી.

હવે માત્ર એકજ શબ્દ કહેવાનો બાકી છે અને તે તમો અમારા આગલા અને હાલના વિદ્યાર્થીઓએ આજે અમોને એનાયત કરેલી નાણાની સુંદર રકમ વિષે છે. તે રકમ માટે અમો તમો સઘળાઓનો આભાર માનીએ છીએ. આ રકમનો ફડચો કરવાનું તમોએ અમારી મુનસફી ઉપર છોડયું છે, જે અમારા જડજમેન્ટ ઉપરના તમારા વિશ્વાસનો આબાદ પુરાવો છે. અમો તમોને ખાત્રી આપીએ છીએ કે જે રીતે આ નાણાંનો ઉપયોગ કરવાનો અમો ઇરાદો રાખીએ છીએ, તે ખચ્ચીતજ તમારી પસંદગી મેળવશે, તમો જાણો છો કે આપણા શિક્ષકો કેટલું સખત કામ કરનારા છે અને તેઓને વારંવાર બાહેરગામ હવા ખાવા જવાની કેટલી જરૂર છે. અમો આ નાણાંનો ઉપયોગ કોઇ હીલ સ્ટેશન ઉપર બીલડીંગનો એક નાનો બ્લોક આપણા શિક્ષકોના એકલા વપરાસ માટે પુરો પાડવા પાછળ કરવાનો ઇરાદો રાખીએ છીએ. આ સગવડનો લાભ તેઓમાંના સૌથી ગરીબો પણ મેળવી શકશે. આ ખાતું નીભાવવા પાછળ દર મહીને રૂ. ૧૦૦ નો ખરચ અડસટવામાં આવે છે, અને તે ખુદ આ સ્કુલ તરફથી ઉપાડી લેવામાં આવશે. આ યોજના અમલમાં આવવાથી તમોને ભારે સંતોષ તથા ખુશાલી ઉપજશે અને દરેક વખતે જ્યારે તમો તેની આગળથી પસાર થશો ત્યારે તમો પોતાને કહી શકશો કે "આ આપણી જુની સ્કુલના શિક્ષકો માટે આપણે કીધું છે." (જોશભેર તાલીઓ).

પ્રીનસીપાલ મરઝબાનનું ઉપલું લંબાણ ભાષણ ખતમ થતાં સ્કુલના એક વિદ્યાર્થી મી. હાજીઆનીએ એક્ષેલસીઅર થીએટરના માલેકોનો ઉપકાર માન્યો હતો.

ત્યાર બાદ સ્કુલના એક આગલા વિદ્યાર્થી મી. એસ. જે. દલાલે પ્રમુખ સર વીઠલદાસ ઠાકરસીનો ઉપકાર છટાદાર ભાષામાં માન્યો હતો.

મી. બી. એન. મોતીવાળાએ દરખાસ્તને ટેકો આપ્યો હતો. જે બાદ તાલીઓની ગર્જના વચ્ચે તે પસાર થઇ હતી.

પ્રમુખે વળતો જવાબ આપતાં ખાહેશ દરશાવી હતી કે સ્કુલ માટે ખાસ પોતાની એક બીલ્ડીંગ ધરાવવાનો પ્રીન્સીપલોનો ખ્યાલ તેઓની ધકી કરતાં ઘણો જલદી અમલમાં આવવા પામે એમ હું આશા રાખું છું. આ કામમાં મુશ્કેલી તો છે છતાં વિદ્યાર્થીઓની ઉલટ સાથે તે જરૂરજ દુર થવા પામશે.

## ન્યુ હાઇ સ્કુલ સીલવર જુબીલી ડીનર અને થીએટ્રીકલ પરફોરમનસીઝ.

ન્યુ હાઇ સ્કુલની ૨૫ વરસની સીલવર જુબીલીની ખુશાલીમાં રવીવાર તા. ૧૬ મી જાનેવારી ૧૯૧૬ ની રાતે આલબલેસ બાગ મધે શાળાના બંને પ્રીનસીપલો, શીક્ષકો, તેમજ આગળા અને તે વેળાના ચેલાઓનું એક ભેગું ડીનર થયું હતું. આ પ્રસંગે ત્રણસો કરતાં વધુ જણાઓ એક સુફરે બીરાજ્યા હતા. અને તેની અચ્છી કારસાજી મી. પેસતનજી પાવરીએ કરી હતી. ૬ વાગતેથી સરવે ભાઇઓએ ભેગા મળી વાતચીતમાં વખત ગુજારવા બાદ રાતે ૮ વાગતે એક ખાણું શરૂ થયું હતું. આ પ્રસંગનું પ્રમુખસ્થાન તે વેળાના મ્યુનીસીપલ સેક્રેતરી મી. રૂસ્તમ પેસતનજી મસાની એમ. એ જેવા આ સ્કુલના એક સઉથી જુના શીશ્યને આપવાની ગોઠવણ થઇ હતી.

ખાણાંની સેવટે મી. મસાનીએ રાજેતાનો શેહેનશાહી "ટોસ્ટ" લેવાડવા પછી ન્યુ હાઇ સ્કુલની સલામતી ચાહતાં જે ભાષણ કર્યું હતું તે નોંધી રાખવા જોગનું હતું.

તેવણે જણાવ્યું હતું કે હવે આપણી પ્યારી સ્કુલ, તેના માનવંત અને નામીચા પ્રીનસીપલો, તથા તેઓના બાહોશ અને વીશ્વાસુ મદદનીશોની સલામતી અને આબાદી ઇચછતાં મને ખુશાળી ઉપજે છે. "રેડ લેટર ડે" નો અરથ સમજાવતાં મી. મરઝબાને દાખલા તરીકે આપણને એક વાકય લખાવ્યો હતો કે તા. ૨ જી જાનેવારી ૧૮૯૧ નો દીવસ આપણી સ્કુલની તવારીખમાં "રેડ લેટર ડે" યાને યાદ રાખવા જોગ શુભ દીવસ હતો અને ખરેખર તે ફકત આપણી સ્કુલ માટેજ નહી પણ તેમાં દાખલ થયલા સઘલા વીદ્યાર્થીઓ માટે તે એક શુભ દીવસ હતો,

કે જે વીદ્યાર્થીઓ પાછળથી તન મન અને નીતીના બાબમાં, આ ઇલાકાની બીજી કોઇબી સ્કુલ કરતાં વધારે સારી રીતે સજ થઇને બાહેર પડયા હતા. મારૂં આ કહેવું બીલકુલ સહરાગત ભર્યું નથી. અમારા વખતમાં તે પુરવાર કરવાની અમને પુરતી તકો મલી હતી. તે વખતે છોકરાઓની ટોળકીઓ ન્યુ હાઇ સ્કુલમાં દાખલ થવા માટે જુદી જુદી સ્કુલો છોડી જતી હતી. બે ત્રણ વરસ પછી તેઓ જ્યારે સ્કુલમાના પોતાના આગલા ગોઠયાઓને જુદી જુદી કોલેજોમાં મલતા અને જ્યારે પોતાની નોંધો સરખાવી જોતા ત્યારે તેઓને માલમ પડતું કે જેઓ ન્યુ હાઇ સ્કુલમાં ગયા હતા તેઓને પુશકળ લાભ થયો હતો. તેનો પુરાવો પરીક્ષાઓના પરીણામો ઉપરથી મલતો હતો. ખસુસ કરીને અંગ્રેજી ભાષાના જ્ઞાનના બાબમાં ન્યુ હાઇ સ્કુલના છોકરાઓ બીજી સ્કુલમાંના પોતાના આગલા ગોઠયાઓ ઉપર સરસાઇ ભોગવતા, કે જે ગોઠયાઓ જુની સ્કુલમાં તો ન્યુ હાઇ સ્કુલવાળા એજ છોકરાઓ ઉપર સરસાઇ ભોગવતા હતા.

આથી કુદરતી રીતે અમારામાં થયલા સુધારા માટે અમારી સ્કુલ તરફ હમો ઘણાજ હેશાનમંદ રહેતા, અને તેની સ્તુતી ગાતાં અમો કદીબી કંટાળતા નહી. એ મુજબ અમો અમારી સ્કુલની ચાલતી બોલતી જાહેર ખબર જેવા હતા. અલબતાં અમારી એ સેવા માટે કાંઇ બીલ કરવાનો ખ્યાલ કદીબી હમોએ કર્યો હતો નહી; અને આજની ઘડી સુધી તે માટે હમને કાંઇ પૈસા મળ્યાબી નથી. પણ હવે જ્યારે મારેથી તે ઉપર અંજાણપણામાં ધ્યાન ખેંચાઇ ગયું છે, ત્યારે મને ભય છે કે આભાર માનનારૂં માનપત્ર અમને એનાયત કરવા માટેની ઢીલાચાલ પગભર થશે!

આપણી સ્કુલને લગતી એક ઘણી જાણવાજોગ બીના વિષે હેશાનની લાગણી સાથ એસારો કરવાની આ તક હું લઉં છું અને તે પ્રીનસીપલો તથા શિક્ષકો તરફથી દરેક છોકરા ઉપર જુદું જુદું અંગત ધ્યાન આપવાની બીના છે. આપણ સઘલાઓ જાણયે છીએ કે આપણી એકસરસાઇઝો સુધારવામાં અને આપણી મુશકેલીઓ દરેકને છુટી છુટી સમજાવવાને તેઓ કેવી મોટી મહેનત લેતા હતા. વળી ખાનગી વાંચન માટેનો અખુટ પ્યાર આપણામાં આમેજ કરવા માટે તેઓ દરેક તક

લેતા હતા. મને જ્યારે સ્કુલ તરફની એક સ્કોલરશીપ મલી ત્યારે મી. ભરડાએ મને પુછ્યું, "કેમ મસાની, સ્કોલરશીપના રૂપીઆનું શું કરશો, ભજીયાં ચટણી ખાશો કે"? એ પછી તેવણે મને સલાહ આપી કે એ રૂપીઆમાંથી ચોપડીઓ ખરીદજો અને તે વાંચજો. મી. સંતોક જેવણ તે વખતે વયાકરણની બારીકીઓ અમને સમજાવતા હતા અને હાલ સ્મોલકોઝીઝ કોરટની બેંચ સનમુખ ઈંગ્રેજી કાયદાની બારીકીઓ વીશે મુજાહેમન કરે છે, તેવણે પણ મને એવીજ સલાહ આપી હતી.

હું ધારતું છું કે પોતાના વિદ્યાર્થીઓના ઉત્તમ કામના બાબમાં સ્કુલના પ્રીનસીપલો શરૂઆતના પેલા મહાન હેડ માસતર બેનજામીન હોલ કેનેડીને પગલે ચાલ્યા હતે. એકાદ સારી એકસરસાઇઝ જોઇને તે હેડ માસતર ઘણુજ ઉશકેરાઇને વર્ગમાં આમથી તેમ ફેરા ખાતા અને મનમાંજ બરબડીને બોલી ઉઠતા "ઘણુંજ અસાધારણ," "ઘણુંજ અસાધારણ." તે એકસરસાઇઝ છોકરાએ પોતે પોતાના હાથેજ કરી હતી કે નહી તે નકી કરવા પછી તેવણ આખા વર્ગને અરધા દીવસની રજા આપતા હતા. એ મુજબ તેવણ છોકરાના મન ઉપર એવું ઠસાવતા કે એક ખરેખરી સારી એકસરસાઇઝ કરવી તે તેની જીંદગીનો એક મોટો બનાવ હતો—તે જલદીથી ભુલી ન જવાય એવી મગરૂરી ઉપજાવનારી ઘડી હતી. ન્યુ હાઇ સ્કુલ જો ઇનામ આપવાની એ રૂઢી અખત્યાર કરે, તો સ્કુલના ભાગ્યશાળી જવાન વિદ્યાર્થીઓ દરરોજ અરધા દીવસની રજા મલવાની ખાત્રી રાખી શકે કારણ કે ખરેખરૂં સારૂં કામ બજાવવાની શકતી તેઓ ધરાવે છે.

સ્કુલના મુખ્ય રાહબરોના બાબમાં તમો દરેક જણ જાણો છો કે મી. ભરડા તથા મી. મરઝબાને કેળવણીના લાભ માટે કેવી કીંમતી સેવા બજાવી છે. અંતઃકરણપુર્વકપણું, સાદાઇ, મર્યાદા અને મોટાં દીલના બાબમાં તેઓએ પોતાના વિદ્યાર્થીઓમાં કેવો ઉંચો દાખલો બેસાડયો છે. કેવી ખંતથી અને કેવા અંગત ભોગો આપીને આપણું ભલું ચાહવા માટે તેઓએ પોતાથી બનતું દરેક કર્યું છે. કોઇબી જાતની ધાંધલ વગર, પોતાને જાહેરાત આપવા માટે સાધારણ રીતે વપરાતી ચલાવી લઇ શકાય એવી યુકતીઓ વટીકનો આશરો લીધા વગર, તેઓએ મુંબઇની સ્કુલ લાઇફનું રંગરૂપજ લગભગ બદલી નાંખ્યું છે. આપણા

જમાનાની કેળવણી સંબંધી હીલચાલોની તવારીખ માટે કોઇ અપક્ષપાત ગ્રંથકર્તા જો વિગતો ભેગી કરવા બેસે, તો તેને માલમ પડશે કે આપણા હાલના જમાનાની કેળવણીને લગતા કેટલાક નવા અને આવકારદાયક સુધારાના બાબમાં ન્યુ હાઇ સ્કુલે બીજાઓની રાહબરી કરી છે અને મેસર્સ મરઝબાન તથા ભરડાએ પોતાના નવા સુધારાઓથી એવાંજ બીજાં ખાતાંઓના અધીકારીઓને ન્યુ હાઇ સ્કુલ તરફ નેગાહ રાખતા બનાવ્યા છે કે જેથી તેઓ સ્કુલો વચ્ચેની હરીફાઇમાં ઘણાજ પછાત પડે નહી. ત્યારે એ ઉપરથી સ્વીકારવામાં આવશે કે જેમ આરનોલ્ડે ઇંગલંડની હરેક સ્કુલનું રંગરૂપ ફેરવી નાખ્યું તેમ આ બંન્ને મહાન હેડમાસતરોએ આ ઇલાકાની સ્કુલ લાઇફ ઉપર અસર કરીને ઉંચી પંકતીએ મેલી છે. આપણા જમાનાના ઘણાજ બાહોશ શીક્ષકો અને કેળવણી ખાતાંઓ તરીકે તેઓના નામ વગર શકે યાદગાર રહી જશે. પ્રીનસીપલોની ઉલટથી ઉમંગ પકડીને અને તેઓના આઇડીયલો ગોખી રાખીને સ્કુલના બીજા શીક્ષકોએ પણ એવી રીતે મેહનત કરી છે કે જેથી કુશળતાના બાબમાં તેઓએ મોટું નામ કહાડયું છે, કે જે કરતાં વધુ કીર્તી મુંબઇની સ્કુલોની તવારીખમાં બીજા કોઇએ મેળવી નથી. તેઓના આગલા વિદ્યાર્થીઓએ, સ્કુલને શોભા લાગે એવા પોતાને પુરવાર કરવાની કોશેશ કરી છે. ખોદા કરેને તેઓના હાલના અને હવે પછીના વિદ્યાર્થીઓ એ કરતાં વધુ કરે. છોકરાઓ કેળવણી લેવા માટે તેમજ શીક્ષકોને કેળવણી આપવા માટે સ્કુલમાં જાય છે. તેઓજ શીક્ષકો સનમુખ નવી દુનયા ખુલ્લી કરે છે અને તેઓને દુનયાના વહેવારૂ આસામીઓ બનાવે છે. હું આશા રાખું છું કે આપણા શીક્ષકો પીછાણશે કે આપણને શીક્ષણ આપીને તેઓ વધારે ડાહ્યા બન્યા છે. આ સ્કુલના સઉથી જુના વિદ્યાર્થીઓને પણ જાહેર જીંદગીના દશથી પંદર વરસ ભાગ્યેજ મળ્યાં હશે. તે જોતાં તેઓમાંથી કયા વિદ્યાર્થીઓ નામીચા સકૉલરો અને ગ્રંથકરતાઓ, ઉધ્યોગ હુન્નરના આગેવાનો અને સુધારાના સુકાનીઓ થઇ પડયા છે તેઓના નામો આપવાને આપણને જણાવવામાં આવે તે વાજબી થઇ પડે નહી. પણ પરવરદેગારની મેહેરબાનીથી હવે પછી પચીસ વરસ રહીને સ્કુલની પચાસ વરસની જુબીલી ઉજવવાને આપણે સાથે મળ્યે ત્યારે દાદાભાઇઓ અને ફીરોઝશાહો તથા તેલંગો અને રાનાડેઓનું હાલ રૂપ લેતા આપણા વિદ્યાર્થીઓની ફતેહો મગરૂરી સાથ આપણે કહી સંભળાવી શકીશું.

તમારાં ગલાસો ઉંચકવા હું તમને કહું તે અગાઉ ગલાસમાંના પીણા વીશે તમારી આગળ થોડોક ખુલાસો કરવાની જરૂર છે. આપણી સ્કુલનો એક ઘણો સરસ પુરાણો રેવાજ એ છે કે આવા ખાણાંઓ ઉપર દારૂ પીરસવો નહીં. પણ આ તો જુબીલીનું ખાણું છે અને આપણા કેટલાક મીત્રો ગુંચવણમાં પડયા છે કે જુબીલીની સલામતીને તેઓ કેવી રીતે પુરતું માન આપી શકે. એ બીના મને થોડીક લીટીઓની યાદ આપે છે કે જેમ એક ટોરબાજે એકવાર મીતાહારપણા સામે પોતાનો ઉભરો નીચે મુજબ બાહેર પાડયો હતો:—

Water is the best of drinks,
  The temperance poet sings,
But who am I that I should have
  The very best of things?
Let princes revel in their Punch
  Let Kings enjoy their tea,
Whisky or beer or even wine,
  Is good enough for me!

અત્રે હાજર થયલા કોઇબી આસામીમાં એવીજ મર્યાદા ઉભરી નીકળે, અને તે પુછવા નીકલે કે "હું કોણ છું." તો મારો જવાબ એ છે, મારા ભાઇબંધ વિદ્યાર્થીઓ, કે આપણે સર્વથી સરસ સ્કુલના વિદ્યાર્થીઓ છીએ અને તેટલા માટે સર્વથી સરસ પીણાને પુરેપુરા લાયક છીએ.

ત્યારે હવે તમારા ગલાસો ઉંચકો અને આપણી પ્યારી સ્કુલની તંદરોસ્તી, લાંબી જીંદગી અને આબાદી ઘણુજ ઉત્સાહ સાથ નોશ કરો. પરવરદેગાર કરે ને તે હંમેશ નવી અને આબાદ રહે, પરવરદેગાર કરેને આપણે પાછા મળીએ–અને તે આ બાગમાં નહી પણ સ્કુલની નવી ઇમારતના હૉલ અથવા કમપાઉંડમાં મળીયે અને ત્યાં સ્કુલની ગોલડન જુબીલી ઉજવ્યે, અને આપણા પ્રીન્સીપલો તથા શીક્ષકોને આજે જોઇએ છીએ તેવાજ તંદરોસ્ત અને આબાદ જોઇએ અને આજના કરતાં વધુ પ્યારભરી કુરનસ, વધારે જાણવાજોગ રીતે અને વધારે લાયક થઇને તેઓ સનમુખ બજાવ્યે.

## સ્કુલના એક જુના શિક્ષક મી. ગણુદેવીયાનો જવાબ.

સ્કુલની સલામતીનો જવાબ આપતાં સ્કુલના એક શિક્ષક મી. ગણુદેવીયાએ જણાવ્યું કે સ્કુલની અને સ્કુલના સટાફની જે સલામતી આપણા સરનશીન મી. મસાનીએ આવી શુભાખીત ભાશામાં લેવાડી છે તેનો જવાબ વાળવાની શુભ ફરજ મારે માથે આવી પડી છે. જો કે મને એવું ઇચ્છવા વગર ચાલતું નથી કે એ કામ કોઇ વધારે શાહોશ હાથોમાં મેલાયું હતે, તો પણ આવા એક અનુપમ મેળાવડા સનમુખ જવાબ વાળવાનું કામ મારે માથે આવી પડે તેને, સ્કુલના ગાડીના સઉથી જુના ઘોડા તરીકે, હું મારી જીંદગીના એક મગરૂરીભરીયા હક તરીકે લેખું છું. આપણા ખાતાંની તારીફમાં આજે એટલું બધું બોલાયું છે કે મારે માટે વધુ બોલવાનું કાંઇ રહ્યું નથી. મારૂં કહેલું માનજો કે ખુશાળી અને મગરૂરીથી છલાછલ થતાં જીગર સાથ આજે હું તમારી સનમુખ ખડો રહું છું. તા. ૧૬ મી જાનેવારી ૧૯૧૬ નો દીવસ જો આ ખાતાની તવારીખમાં યાદગાર રહી જશે, વિદ્યાર્થીઓની જીંદગીમાં તે જો સોનેરી હરફે લખાઇ રહેશે, તો તેજ મુજબ સટાફના વધારે જુના શિક્ષકો માટે તે સઉથી મગરૂરીભર્યા દીવસોમાંનો એક થઇ પડશે. હું તમને ખાત્રી આપું છું કે એ સઘળી મુદત દરમ્યાન ભક્તીભાવના જે સુંદર ચીન્હો મળ્યાં છે તેથી પ્રીનસીપલો અને સ્ટાફના મેમ્બરો પોતાના કામનો પુરેપુરો બદલો વળી રહેલો લેખે છે. અમોએ આગલા તેમજ હાલના વિદ્યાર્થીઓ તરફનું માન અને ચાહ મેળવ્યાં છે તે જોઇને અમને સંતોશ ઉપજે છે. ગ્રહસ્થો, તમને હું વધુવાર થોભાવવા માગતો નથી. અને ખસુસ કરીને પેલા જવાન મીત્રો જેઓ આ રાતનો ખેલ જોવાને તલપી રહ્યા છે તેઓને ખોટી કરવા માંગતો નથી. ગ્રહસ્થો, હું મારી બેઠક લઉં તે અગાઉ કમીટીએ પોતાના કેળવણી ખાતાં માટે જે કાંઇ કર્યું છે તે માટે શીક્ષકો અને સ્ટાફ તરફથી હું કમીટીનો દીલોજાનથી આભાર માનું છું. વળી આજ રાતે પોતાના પરોણાઓ તરીકે અમને આમંત્રણ કર્યું તે માટે અને સ્કુલ મધેના અમારા કામની જે માયાળુ શબ્દોમાં તેઓએ પ્રસંશા કરી તે માટે પણ હું આભાર માનું છું. ગ્રહસ્થો, હું આશા રાખું છું કે તમો સઘળા મારી સાથે એવી દુવા ચાહવામાં સામેલ થશો કે આજે તમોએ જે પ્યાર અને

ભકતીભાવ દેખાડયો છે તેવાજ પ્યાર અને ભકતીભાવથી સ્કુલની સોનેરી જુબીલી ઉજવાયલી જોવાને આપણા માનવંત પ્રોનસીપલો લાંબી હયાતી ભોગવે. (તાલીઓ).

## વિદ્યાર્થીઓ તરફથી મી. ખોરશેદ કેખશરૂ લાલકાકાએ વાળેલો છટાદાર જવાબ.

ન્યુ હાઇ સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી સલામતીનો જવાબ વાળતાં જવાન મી. ખોરશેદ કેખશરૂ લાલકાકાએ એક છટાદાર ભાષણમાં પ્રમુખ અને એકઝીકયુટીવ કમિટીના ગ્રહસ્થોનો નીચલા શબ્દોમાં આભાર માન્યો હતો.

પ્રમુખ સાહેબ, અને ન્યુ હાઇ સ્કુલના મારા વહાલા ગોઠયા ભાઇઓ,

આજના ખાણાના પ્રમુખ સાહેબે જે માયાકુલ શબ્દોમાં આપણને માટે વિવેચન કર્યું છે તેનો સ્કુલના વિદ્યાર્થીઓ તરફથી જવાબ વાળવાની ખુશીભરી ફરજ મારે માથે નાખવામાં આવી છે. મી. મસાની અને તેમના મળતાવીશેક કમીટીના ગ્રહસ્થોએ આપણી સ્કુલની સીલવર જુબીલીને આટલી બધી ફત્તેહમંદી સાથ ઉજવી છે તે માટે તમો સર્વ તરફથી હું એઓનો ખરા અંતકરણથી ઉપકાર માનવા હમણા ઉભો થયો છું. (તાલીઓ) ભાઇઓ–આજે આપણી વચ્ચે મુંબઇના ઘણાક પંકાયલા શેહરીઓને આમેજ થયલા આપણે જોઇએ છીએ. બેશક તેઓને માટે આપણે મગરૂર છીએ અને તેઓ શેહેરી જીંદગીમાં કેવા અગત્યના ભાગો ભજવે છે તે આપણને રોશન છે. હું ધારૂં છું કે આપણે હીંમતથી કહી શકવાને સામરથવાન છીએ કે આપણા માનવંત બે ઉસતાદોને મુંબઇ શેહેર એક ચીજ માટે ખચીતજ આભારી છે અને તે ચીજ એ કે તેઓએ આપણી જાહેર જીંદગીને અને આપણી નામદાર સરકારને ઘણાક ઝળકતા જવાન માણસો ભેટ આપવામાં પોતાનો ફાળો આપ્યો છે, (જોશભર તાલીઓ). ગ્રહસ્થો, આપણી આલમામેટરે હીંદી ક્રીકેટને ઘણાક સુનંદા ક્રીકેટરો બક્ષીસ કરયા છે. (તાલીઓ) નામદાર સરકારને સંખ્યાબંધ સાચા અને વફાદાર સીવીલ સરવંટો એનાયત કર્યા છે. કાયદા મંડલીને આપણી સ્કુલે સંખ્યાબંધ સુભાખીત અને કાબેલ કાઉનસલો ભેટ કર્યા છે. વેપાર અને નાણાશાસ્ત્રના વીભાગમાં પણ આપણી શાળાએ ઘણાક ઝળકતા વેપારી તુરાઓ અને ફીનાનશીયરો

આગળ પાડયા છે. કેટલાક ઘણાજ વિખ્યાત તઆલીમી હીંદી ગ્રહસ્થો એજ ન્યુ હાઇ સ્કુલમાંથી બાહેર પડવા માટે આજે માન સમજે છે અને મગરૂરી માને છે. (ચાલુ ખુશાળીના અવાજો). ગ્રહસ્થો, આ પછી ખચીત આપણે આપણા વહાલા મી. ભરડા અને વહાલા મી. મરઝબાન માટે આપણી માનની લાગણી અને આપણી વખાણ તેમજ એહેશાનની લાગણી થોભાવી શકતા નથી. (જોશભેર ચાલુ તાલીઓ) આ બે મહાન એડયુ-કેશનીસટોએ આપણા દેશના "એડયુકેશન"ની ઇતીહાસ પોઠીઓમાં ઘણાક કીંમતી સફાઓ ઉમેરયા છે એમ જયારે આપણે જાણુએ છીએ ત્યારે તેઓ માટે આપણો ચાહ અને વખાણનો ઉભરો વાજબીજ ઠરે છે. અને જે મુગે મોહડેના સ્વભોગ તથા નમનતાઇથી તેઓએ પોતાનું એ પા સદીનું ઉત્તમ કામ બજાવ્યું છે તે ખરેજ આફ્રીન કરવા જોગ છે (જોસભર તાલીઓ). તમો માહેથી કેટલાક વિદ્યાર્થીઓને હવે પછી કદાચ ન્યુ હાઇ સ્કુલના શિક્ષકો બનવાની તક મળશે તો તેવી વખતે તમને આ બે તમારા ભલા વહાલા ઉસતાદો તરફની તમારી ઉપકારની લાગણી પુરવાર કરવાનો મઉકો મળશે. તમો એ બે ગ્રહસ્થોને પગલેજ ચાલશો તો તમેબી તમારા વિધ્યાર્થીઓને ધાકથી નહીં પણ પ્યારથી જીતી લઇ શકશો. તેઓની તાબેદારી, તેઓનું વહાલ, અને તેઓનું માન સંપાદન કરશો (તાલીઓ). ગ્રહસ્થો, હું ધારૂં છું કે મેં બોલવાનું પુરૂ કર્યું છે. તમો તરફથા એકવાર ફરી મને આપણા બે પ્રીનસીપલો તરફની આપણી પ્યારની લાગણી, આપણો ભકિતભાવ જાહેર કરવાની રજા આપશો. (તાલીઓ). આપણે ઇચ્છીશું કે આપણી આલમામેટર હજી ભવીષ્યમાં આપણા ચેરમેન મી. મસાની અને કમિટીના એમના ગોઠયાઓ જેવા ઘણાક બીજા ઝલકતા શેહેરીઓ બાહેર પાડતી રહે અને તેમ કરી પોતાની કીર્તી અને નામનાનાં તાજમાં બીજા અનેક ઝવેરોનો ઉમેરો કરે (ચાલુ જોશભેર તાલીઓ).

મી. ખોરશેદ લાલકાકાનું ભાષણ પરૂ થવા બાદ સર્વે જણા શાળાના વિધ્યાર્થીઓના થીએત્રીકલ પરફોરમનસીઝ જોવા ગયા હતા. જે સમાપ્ત થતાં આ દીલપઝીર મેળાવડો વીસરજન થયો હતો.



## સ્કુલના ગુજર પામેલા શિક્ષકોની ભલી યાદ.

સ્કુલની પચાસ વરસની ઉજવણી ટાંકણે જ્યારે આપણે સ્કુલને લગતી સઘલી હકીકતોને યાદ કરીએ ત્યારે જે ભલા નરોએ સ્કુલને આજની સદ્ધર પંક્તી ઉપર લાવવા માટે પોતાની જીંદગીઓ અપી' હતી અને જેઓ હવે વધુ વાર આ ખાકી દુન્યામાં હસ્તી ભોગવતા નથી. તેઓની ભલાઇ ભરેલી યાદ કરતાં આપણે કેમ બાઝ રહી શકીએ એવો ખ્યાલ સુઝવાથી તેવું એક લીસ્ટ બનાવવાની તજવીજ આ અદના લખનારે કરી છે અને બીજા ભલા ગોઠયાઓની મદદ વડે તેને બની શકતું સંપુર્ણ બનાવવામાં આવ્યું છે પણ બનવાજોગ છે કે બીજા કેટલાક ભલા મરહુમ ગોઠયાઓના નામોની પવિત્ર યાદ આ લીસ્ટમાં થતી રહી જવા પણ પામી હોય.

જે સ્કુલ પચાસ લાંબાં વરસોની બુઝોગી'એ ચઢી અને જેની ઉપર આ સઘળાં સાલો સુધી એક અતી મોટી સંખ્યાનો સ્ટાફ કામ બજાવતો રહયો હતો તે સ્કુલના ગુજર પામેલા શિક્ષકોની સંખ્યા પણ મોટી થવા પામે તેમાં નવાઇજ નથી એટલે નીચલા સાહેબોનાં ભલાં નામોની યાદ અતરે કરવામાં આવે છે.

૧. શેઠ જાલભાઇ દોરાબજી ભરડા. (પ્રીનસીપલ).
૨. „ કેકોબાદ બેહેરામજી મરઝબાન (પ્રીનસીપલ).
૩. „ મેહેરજીભાઇ કાવસજી આરસીવાલા (પરશીઅન ટીચર).
૪. „ ફરામરોજ જે. આદરીઆનવાલા.
૫. „ ભગુરીઆ.
૬. „ જમશેદજી બીલીમોર્યા.
૭. „ અરદેશર એન. બારીઆ.
૮. „ ફરામરોજ અરદેશર બોદ (રાઇટીંગ ટીચર).
૯. „ છબીલદાસ.
૧૦. „ રૂસ્તમજી બરજોરજી છાપગર (રાઇટીંગ ટીચર).
૧૧. પ્રોફેસર જેહાંગીર દાવર (ફ્રેન્ચ ટીચર).
૧૨. શેઠ રૂસ્તમ એદલજી દુબાશ (અંગ્રેજી ભાષાના ખાસ શિક્ષક).
૧૩. „ પુરૂષોતમ રામનન્દ દવે.
૧૪. „ હોરમસજી દુબાશ.

૧૫. શેઠ પીરોજશાહ એદલજી દસ્તુર.
૧૬. „ દુંગાજી.
૧૭. „ ધનજીભાઇ દોરાબજી ગીલ્ડર.
૧૮. શેઠ કાવસજી નસરવાનજી ગારા.
૧૯. „ જરીવાલા, (૧૮૯૬ માં હિંદુ શિક્ષક હતા.)
૨૦. „ નગીનદાસ કીનખાબવાલા.
૨૧. „ જીજીભાઇ પેસતનજી કરઇ.
૨૨. „ માનેકજી બરજોરજી કાંગા (ડ્રૉઈંગ માસ્તર).
૨૩. „ જમશેદજી કાંગા (પરશીઅન ટીચર).
૨૪. „ અરદેશર ખોદાયજી (મ્યુઝીક ટીચર).
૨૫. „ દીનશાહ ફરદુનજી મુલ્લાં (સર દીનશાહ મુલ્લાં.).
૨૬. „ ભીખાજી દાદાભાઇ મુલ્લાં.
૨૭. „ હીરજીભાઇ દાદાભાઇ મુલ્લાં.
૨૮. „ હોરમસજી દાદાભાઇ મુલ્લાં.
૨૯. „ ઠાકોરદાસ જેકીસનદાસ મેહેતા (સુપ્રીનટેનડન્ટ).
૩૦. „ નવરોજી એદલજી મીસ્ત્રી.
૩૧. „ સોહરાબ મંચેરશાહ મોતીશાહ (જીમનેશીઅમ ટીચર).
૩૨. „ જમશેદજી નસરવાનજી નારાવાલા (સુપ્રીનટેનટડન્ટ).
૩૩. „ રૂસતમ નસરવાનજી નારાવાલા (રાઇટીંગ ટીચર).
૩૪. „ ધનજીભાઇ કાવસજી નેતરવાલા.
૩૫. „ રતનશાહ પેસતનજી પરેલવાલા.
૩૬. „ મંચેરજી દાદાભાઇ પારેખ.
૩૭. „ ફરામજી પ્રીનટર.
૩૮. „ ફરદુનજી એમ. પંથકી (સ્કુલના નીચલા વિભાગના સુપ્રીન્ટેન્ડન્ટ).
૩૯. „ રાવ.
૪૦. „ જમશેદજી એદલજી રીપોર્ટર (કાકાજી) (ક્રીકેટ કોચ).
૪૧. „ રૂસ્તમજી રૂસતમ-ફરામના.
૪૨. „ બમનશાહ બેજનજી કોટવાલ.
૪૩. „ જેહાંગીર નવરોજી શૉપકીપર (ફ્રેન્ચ ટીચર).
૪૪. „ રૂસતમજી ફકીરજી સરવેયર.

૪૫. શેઠ ખુરશેદજી એન. સંતોક (વકીલ).
૪૬. ,, પેસ્તનજી કુંવરજી તારકર.
૪૭. ,, ઠકકર.
૪૮. ,, શાપુરદાર દી. ઉનવાલા.
૪૯. ,, નસરવાનજી એદલજી ઉદવાડીઆ
૫૦ એમ. પેડરાઝા (ફ્રેન્ચ ટીચર જેવણે ફ્રેન્ચ ભાષા મુંબઇની યુનીવરસીટીમાં પેહેલ વેહેલી દાખલ કરાવી હતી.)
૫૧ શેઠ મસાની.
૫૨ ,, રાઇટર.
૫૩ ,, રતનશાહ એમ. ઇચ્છાપોર્યા.
૫૪ ,, માવજી (પારસી ગ્રહસ્થ).
૫૫ ,, કોમીસરીએટ.
૫૬ ,, સુરતી (હિન્દુ ગ્રહસ્થ).
૫૭ ,, કાપડીઆ (હિન્દુ ગ્રહસ્થ).
૫૮ ,, દી. દેસાઇ (પારસી ગ્રહસ્થ).
૫૯ ,, દીવાન (હિન્દુ ગ્રહસ્થ).
૬૦ ,, સાહેર (પારસી ગ્રહસ્થ).
૬૧ ,, પટેલ (પારસી ગ્રહસ્થ).
૬૨ ,, પાલકી (હિન્દુ ગ્રહસ્થ).
૬૩ ,, જરીવાલા (હિન્દુ ગ્રહસ્થ, આસરે ૧૯૧૨ થી ૧૯૩૨ સુધી શિક્ષક હતા).
૬૪ ,, ધાતે
૬૫ ,, એમ. દેસાઇ (પારસી ગ્રહસ્થ).
૬૬ ,, દીવેન્ટ્રી (પારસી ગ્રહસ્થ, શરૂઆતના વખતમાં શિક્ષક હતા).
૬૭ ,, સી. પારેખ (હિન્દુ ગ્રહસ્થ).
૬૮ ,, લશકરી (પારસી ગ્રહસ્થ, સ્કુલના શરૂઆતના વખતમાં શિક્ષક હતા.)

———:o:———